થવાથી ઉત્તમ રીતે ભગવત્પ્રાપ્તિ થાય. વળી જો હૃદયના ભાવોનો બાધ થવાનો સંભવ હોય તો એકાંતમાં કદાપિ ન રહેવું. એકાંતમાં રહેવાથી ચિત્તની અસ્થિરતા વગેરે થાય તો એકાંતમાં સ્થિતિ ન જ કરવી. ૯૦.

શ્રીહરિ રક્ષણહાર છે. માટે એકાંતમાં ન રહેતાં બીજે સ્થલે જો જાય અને ત્યાં બીજાનો સંગ થતાં પણ શ્રીહરિનું રક્ષણહારપણું તો પ્રાપ્ત થશે. એકાંતમાં ભય લાગવાથી બીજાનો સંગ કરે અને બીજાના સંગથી જો કોઇ બીજો રંગ લાગે તો શ્રીહરિ તેથી રક્ષણ કરશે, એટલે કોઇ પણ પ્રકારનો ભય રાખવો નહિ અને ભગવત્સેવાપરાયણ થઇને રહેવું.

જો ઉપર કહેલ ધર્મો ન બની શકે તો માત્ર શ્રી ભાગવત શાસ્ત્રનું આદરપૂર્વક ત્રણે કાલમાં સેવન કરવું. જેમ પ્રભુનાં સ્વરૂપની સેવા કરવામાં આવે છે, તેમ ઘણા જ યત્નથી શ્રીભાગવતની સેવા કરવી. શ્રીભગવાનની સેવા બે પ્રકારની છે. એક સ્વરૂપસેવા અને બીજી નામસેવા. રૂપસેવા ઉપરના શ્લોકોમાં વર્ણવી છે. નામસેવાનું સ્વરૂપ આ શ્લોકમાં જણાવ્યું છે એ પ્રમાણે સ્વરૂપ સેવાની પેઠે ઘણાં જ પ્રયાસથી નામસેવા ત્રણે કાળમાં કરવી. **તવ કથામૃતં** એ ગોપિકાગીતના **શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુજીએ** એ જ આજ્ઞા કરી છે કે શ્રીભાગવત ભગવાનનાં સ્વરૂપનો પરિચય કરાવે છે, માટે તેની સેવા તે ભગવત્સેવા જ સમજવી. ૯૦-૯૧.

ઉપર જણાવેલા ત્રણ ઉપાયોમાંથી એક પણ ઉપાય અવલંબન ન થઇ શકે તેમ હોય તો છેવટે એક છેલ્લો ઉપાય સૂચવે છે:—

ત્રણે પ્રકારોનો જો અભાવ હોય તો પ્રપત્તિ—શરણે જવું એ પણ એક પ્રકાર છે. ઉપર ત્રણ પ્રકારો કહ્યા. એક ગૃહમાં રહીને પ્રભુ સેવા કરવી તે, બીજો પ્રકાર કૃષ્ણસેવા કથામાં તત્પર એવા ભગવદીયો સાથે રહીને પ્રભુની ટહેલ કરવી એ છે, ત્રીજો પ્રકાર શ્રીમદ્‌ભાગવતનો પાઠ છે. એ ત્રણેનો અભાવ હોય તો છેલ્લો પ્રકાર પ્રભુને શરણે જવાનો છે. ૯૨.

## પૂજાના પ્રવાહમાં.

મોટા સ્થાનોમાં જે ઠેકાણે પૂજામાર્ગનો પ્રવાહ છે, તે સ્થળે તેમાં જ પરાયણ થઇને સ્થિતિ કરવામાં આવે તો કૃતાર્થપણું છે. શ્રીમહાપ્રભુજી નિબંધમાં આજ્ઞા કરે છે કે:—' જગન્નાથજીમાં, શ્રીવિઠ્ઠલનાથજીમાં, શ્રીરંગજીમાં, વ્યંકટેશ બાલાજી આદિમાં જ્યાં પૂજાનો પ્રવાહ ચાલી રહ્યો હોય ત્યાં પૂજામાં તત્પર થઇને રહેવું. ' ૯૩.

ઉપર જણાવેલા માર્ગમાં, જે સ્થળે પૂજાનો પ્રવાહ ચાલી રહ્યો છે, તે માર્ગમાં જે ફલ છે તે ફલ ભક્તિ માર્ગના ફલ કરતાં જુદું નથી. કારણ કે, તે ઠેકાણે કૃષ્ણ સેવામાં તત્પરતા તેવી જ છે અને સર્વથા દેહનો યોગ કૃષ્ણસેવામાં થાય છે, તેથી ભક્તિમાર્ગના ફલથી તે માર્ગનું ફલ જુદું નથી. ૯૪.

તો પણુ તે માર્ગમાં ભક્તિમાર્ગના જે ધર્મો છે, તેથી ઉલટા ધર્મો છે, કારણ કે એ ઠેકાણે (પૂજામાર્ગમાં) પ્રીતિની દઢતા નથી. ભક્તિમાર્ગમાં સ્નેહ અને પ્રીતિથી સર્વ થાય છે. તે પૂજામાર્ગમાં પ્રીત છે, પણ તે દઢ નથી માટે તે માર્ગમાં કેટલાક ઉલટા ધર્મો પણ છે.

પૂજામાર્ગમાં ઘણા કાલ સુધી જે મૂર્તિની સેવા કરેલી હોય તે મૂર્તિ, જો ચિત્તમાં થોડી પણ વ્યગ્રતા, આકુલવ્યાકુલપણું આવે અને તેને લઇને દોષ દેખાય તો તત્કાલ ત્યાગ કરે છે. કેમ કે તે સ્થલે થોડો પણ આગ્રહ નથી. પૂજામાર્ગમાં ઘણા કાળ સુધી એક મૂર્તિની સેવા કરી. કોઇ વખતે ચિત્ત વ્યગ્ર થઇ ગયું, અને તે ચિત્ત સ્થિર ન રહેવારૂપ દોષ દેખાવાથી એ મૂર્તિ સેવકને ત્યજી દે છે, કેમ કે તેનો આગ્રહ નથી. તેમ થવાથી બીજા સ્થાનમાં પણ જાય તો પણ કાંઇ ફલ પ્રાપ્ત નહિ જ થાય. કારણ કે એક ઠેકાણે વિશ્વાસ ન રહ્યો તો બીજે ઠેકાણે ક્યાંથી રહેશે? એમાં દષ્ટાંતરૂપ બ્રહ્માસ્ત્ર છે. એ દષ્ટાંતનું રહસ્ય પહેલાં સમજાવ્યું છે. ૯૫-૯૬.

ઉપર જણાવેલા કારણથી એ પૂજામાર્ગનો ઉત્કર્ષ સિદ્ધ થતો નથી. જો ભક્તિમાર્ગનો સંભવ હોય, ભક્તિ-માર્ગમાં રહી શકાતું હોય તો બુદ્ધિમાન્ પુરુષે પૂજામાર્ગમાં યત્ન ન કરવો. જો ભક્તિમાર્ગમાં રહી શકાય એમ ન હોય તો પૂજામાર્ગ જ ઉત્તમ છે. ૯૭.

ઉપર પ્રમાણે સેવામાર્ગ સંબંધી આજ્ઞા કરીને હવે **ગ્રંથનો ઉપસંહાર** કરતાં કહે છે કે;—

એવી રીતે આશ્રય સિદ્ધ થયા પછીના ધર્મ બ્રહ્મ-સંબંધ-આત્મનિવેદન થયા પછીના ધર્મ અને શ્રીકૃષ્ણ-સેવામાં જે ધર્મ છે તે સંક્ષેપથી નિરૂપણ કર્યા છે. આશ્રયધર્મ એટલે શરણે ગયલાનો ધર્મ, સર્વ સમર્પણ કર્યા પછીનો ધર્મ અને સેવાધર્મ એ ત્રણ ધર્મનું આ ગ્રંથમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. ૯૮.

આ મારૂં કથન તે શ્રીમહાપ્રભુજીની વાણી, નિબંધ આદિ ગ્રંથોમાં જે છે તેના અનુવાદરૂપ છે. શ્રીમહાપ્રભુ-જીની વાણી જ આ મારી વાણીમાં સમાયલી છે. તે વાણીવડે, બધું જાણીને શ્રીમહાપ્રભુજીનાં ચરણારવિંદમાં શરણે આવેલા જીવોએ તે પ્રમાણે કરવું. ૯૯.

સમુદાયરૂપે મેં સંગ્રહ કરેલો જે સ્વમાર્ગનો બોધ તેથી સંતુષ્ટ થયેલા અને શરણે આવેલા સર્વ જીવોના સમૂહથી સેવાયલા અને નિઃસ્વાર્થ એવી જે કરુણા, તે રૂપ જે એક રસ, તેથી જ પુષ્ટ એવા તે શ્રીવલ્લભ મારા ઉપર કૃપા કરો. ૧૦૦.

**સમાપ્ત.**

॥ श्री ॥

# પુષ્ટિમાર્ગનાં રહસ્યો.

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો आशरो एक दृढ श्रीवल्लभाधीशको એ પદનો પ્રતિદિન પાઠ કરે છે અને 'પુષ્ટિમાર્ગનાં મર્મ' એ ધોળનો પણ પાઠ કરે છે, પરંતુ એના મૂલ પ્રકટકર્તા કોણ છે, તે વિષે કવચિત જ માહીતી જોવામાં આવશે. એક ભગવદીય તરફથી શ્રીહરિરાયપ્રભુપ્રણીત "पुष्टिमार्गमर्म-निरूपण" એ ગ્રંથ મલ્યો, ત્યારે જ તે ગ્રન્થપ્રકટકર્તાનો અને શ્રીદ્વારકેશપ્રભુએ તેને જ અનુસરીને પદ રચવાનો નિશ્ચય થયો. શ્રીદ્વારિકેશપ્રભુ માત્ર મર્મની સંખ્યા અને તેનાં નામ જ સૂચવે છે. ધોળમાં પણ પ્રાયશઃ તેમ જ છે, એ હેતુથી પદ અને ધોળ માત્ર ગાઇને જ સંતોષ માનવો પડતો હતો. જો કે કોઇ અનુભવી વિરલ ભગવદીયના મુખથી એ પદના ભાવાર્થનું શ્રવણ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો હતો, તથાપિ શ્રીહરિરાયપ્રભુચરણકૃત મૂલ ગ્રન્થ ઉપલબ્ધ થયા પછી જે સંતોષ થાય છે, તે અવર્ણનીય જ છે. આટલાં પ્રાથમિક વિવેચન પછી ગ્રન્થનો પ્રારંભ કરવામાં આવે છે.

ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ એવી શ્રીશ્રીમહાચાર્ય શ્રીવલ્લભાધીશ્વરની કૃપાવડે માર્ગનાં—પુષ્ટિમાર્ગનાં—મર્મોનું—રહસ્ય નિરૂપણ કરવામાં આવે છે, જે નિરૂપણ કરવાથી સાક્ષાત્ સદાનંદ પ્રભુ વશ થાય. ૧.

**મર્મ-૧-' आश्रयो एक दृढ श्रीवल्लभाधीशस्य.'**

**પ્રથમ મર્મ** એ છે કે, સ્વકીય શ્રીમદાચાર્યચરણ કમલનો એક આશ્રય કરવો. સર્વથી પહેલાં શ્રીમદાચાર્ય-ચરણારવિન્દનો આશ્રય કરવાનું કારણ શું, એમ આકાંક્ષા થતાં આજ્ઞા કરે છે કે, પુષ્ટિમાર્ગનું ફલ પ્રભુના આપ્યા વિના મલતું નથી; અર્થાત્ સ્વર્ગ વગેરે ફલ જેમ યજ્ઞ કરવાથી મળી શકે છે, તેમ પુષ્ટિમાર્ગીય ફલ-ભગવત્સ્વરૂપમાં રહેલા અમંદ આનંદનો સેવાદિથી અનુભવ કરવો તે, જ્યારે પ્રભુ દાન કરે ત્યારે જ મળે છે. અમુક કાર્ય કરવાથી મળતું નથી, માટે તે ફલનું સર્વ દૈવ જીવોને દાન કરવાને શ્રીમહાપ્રભુજીને પ્રભુએ ભૂતલ ઉપર પ્રકટ કર્યા છે, એ હેતુથી પુષ્ટિમાર્ગીય ફલ કૃપા કરીને આપે છે, ત્યારે જ મલે છે, એ કારણથી, બીજા સાધનોમાં રહેલી સર્વ નિષ્ઠાને, આસક્તિને ચોતરફથી કાઢી નાંખીને, લેશ પણ તે નિષ્ઠાનો અંકુર ન રહે તેમ તેનો સર્વાંશે ત્યાગ કરીને શ્રીમદાચાર્યચરણારવિંદની હૃદયમાં ભાવના કરો. મૂલ શ્લોકમાં 'સાધનનિષ્ઠા' શબ્દ છે, તેનો અર્થ એ જણાય છે કે સાધનોમાં નિષ્ઠા એટલે એ સાધન કરવાથી મને ઉત્તમોત્તમ ફલની પ્રાપ્ત થશે અથવા મારું કલ્યાણ થશે, એવી નિષ્ઠા-ભાવના ત્યજી દેવી, એથી કાંઇ સાધનોનો ત્યાગ કરવાનો નથી. તેજ વાતને પોતે અર્ધ શ્લોકથી સ્પષ્ટ કરે છે. જો એકદમ સાધનો ઉપર નિષ્ઠા છોડીને સાથે જ સાધનોને પણ જો તિલાંજલિ આપે તો પાખંડી ગણાય;

માટે પાખંડીમાં ન ખપવા માટે કાંઈપણ નિષ્ઠા-ભાવના રાખ્યા વિના બધાં સાધનો પણ કરે જવાં. ચોટ માત્ર શ્રીમહાચાર્યચરણારવિંદમાં રાખવી. ૨-૩-૪.

**મર્મ-૨-' मानसी रीतकी मुख्यसेवा व्यसन. '**

બીજું મર્મ શ્રીકૃષ્ણસેવા છે. તનુજા અને વિત્તજા સેવા પછી માનસી સેવા પ્રાપ્ત થાય છે, તે જ અહિં સમજવી. માનસી સેવા ફલરૂપા છે. પ્રેમ, આસક્તિ અને વ્યસન એ ત્રણ અવસ્થાઓ છે. સ્વાતિનક્ષત્રનાં મેઘજલપ્રતિ ચાતકને જેવો પ્રેમ છે, તેવો પ્રેમ પ્રભુમાં થાય ત્યારે તનુજા સેવા થાય. તનુજા સેવા અને પ્રેમ અવસ્થા એ બરોબર છે, બન્ને એક જ અવસ્થામાં હોય છે. તેમ જ ચંદ્ર અને ચકોરપક્ષી જેવી આસક્તિ પ્રભુ પ્રત્યે થાય ત્યારે ધનનો વિનિયોગ પોતાના પ્રેમનાં સ્થાનરૂપ પ્રભુની સેવામાં થાય છે, અને તેને જ તનુજા સેવા પ્રભુ માની લે છે. જ્યારે પ્રેમ અને આસક્તિ, તનુજા અને વિત્તજા સિદ્ધ થાય છે, ત્યારે એ ભગવદીયને કશી અપેક્ષા રહેતી નથી. न नाकपृष्ठं न च એ ચતુઃશ્લોકીપ્રમાણે તે સર્વથી નિરપેક્ષ બને છે, જ્યારે તેને કશાની અપેક્ષા રહેતી નથી, ત્યારે પ્રભુએ એને શું આપવું જોઇએ? એ જ ફલરૂપ માનસી સેવા જ પ્રભુએ આપવી જોઇએ. તે ફલરૂપા માનસી સેવા અને વ્યસનાવસ્થા જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે વ્રજરત્ના જેવો સર્વાત્મભાવ પણ અનુભવાય છે, અને તે

વડે માનસી સેવા કરતાં તે જ સેવા ભગવત્સ્વરૂપના આનંદનું દાન કરે છે–પ્રભુસ્વરૂપલાવણ્યનું પાન કરાવે છે તેથી જ તેવી માનસી સેવા અલૌકિક શૃંગારરસાત્મા પ્રભુને હૃદયમાં રોકી રાખે છે, અને પ્રભુ પણ તે માનસી સેવાને આધીન બનીને ભક્ત હૃદયમાં રસાત્મકરૂપે બિરાજે છે. ૫–૬.

**मर्म-३ ' लोक वैदिक त्याग शरण गोपीशको. '**

ત્રીજું મર્મ લૌકિક અને વૈદિકનો ત્યાગ કરીને પ્રભુને શરણે જવું એજ છે. सर्वधर्मान् परित्यज्य એ શ્રીમુખની આજ્ઞાને અનુસરીને લૌકિકવૈદિકને તિલાંજલિ આપીને એટલે તેમાંની નિષ્ઠા–ભાવનાનો ત્યાગ કરીને પ્રભુને શરણે જવું. કારણ કે પ્રભુ શ્રીકૃષ્ણ પોતાના શરણમાં રહેનારાઓના ઉદ્ધારક છે, એમ શ્રીમહાપ્રભુએ **शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहं** એ શ્લોકથી શ્રીકૃષ્ણાશ્રયગ્રંથમાં નિરૂપણ કર્યું છે, તેથી સદાનંદ પ્રભુ શરણાગતવત્સલ છે, એટલે શરણે ગયેલા જીવોનો ઉદ્ધાર કરે છે જ. એ પ્રમાણે જ્યારે જીવ માત્ર પ્રભુનું જ અથવા પ્રભુના શરણમાર્ગનું જ શરણ ગ્રહણ કરે છે, ત્યારે પ્રભુને ચિંતા થાય છે કે આ જીવને શું દાન કરવું ? શરણાગત ભક્ત તો માત્ર પોતાનું જ શરણ પકડી રહ્યો છે, તેથી તેને બીજા કોઇ પદાર્થની ઇચ્છા નથી એમ સ્પષ્ટ જ થાય છે, તેમાં પણ પ્રભુ અપાર કરુણાના સમુદ્ર છે, તેથી તેને પોતાનું સદાનંદમય, કોટિકંદર્પલાવણ્યમય, અલૌકિક માધુર્યૈકભાજન સ્વરૂપનું દાન કરે છે, એવા પરમ દયાળુ છે. ૭–૮.

## મર્મ-૪ 'दीनता'

ચતુર્થ મર્મ દીનતા છે. જ્યારે સર્વ સાધનોથી હું રહિત છું, મે એવાં એકે સાધન કર્યા નથી, કે જેને લઇને પ્રભુ મને ફલ દાન કરે, એવી રીતે ચારે તરફથી પોતાની નિ:સાધનતા સ્ફુરે ત્યારે દીનતા પ્રાપ્ત થાય છે. વ્રજરત્નાઓએ પ્રભુના અંતર્ધાન પછી પ્રભુને પ્રાપ્ત કરવાને અનેક પ્રયાસો કર્યાં, પ્રભુલીલાનું અનુકરણ કર્યું, પણ જ્યારે એકે પ્રયાસ પ્રભુસ્વરૂપના સંયોગ જેવો આનંદજનક થયો નહિ, ત્યારે નિ:સાધનતાની સ્ફૂર્તિ થઈ અને રોદનરૂપ દૈન્ય પ્રાપ્ત થયું ત્યારે પ્રભુ પ્રકટ *થયા. જ્યારે જીવને પ્રભુપ્રાપ્તિ માટે અત્યંત આર્તિ પ્રકટ થાય છે, પ્રભુ ન મળ્યાંથી જ્યારે તે અત્યંત પીડાય છે, ત્યારે પ્રભુ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે કેમકે આપનું અંતઃકરણ અત્યંત કોમલ સુકુમાર છે. અને તેમાં પણ ભક્તના દુ:ખોને તો કદી સહી શકતા નથી. ભક્તોના દુ:ખોને જ્યારે સહન કરવાનું સામર્થ્ય પ્રભુમાં નથી, કેમકે અત્યંત કોમલ અંતઃકરણવાળા છે, તેથી જ્યારે જ્યારે ભક્તને આર્તિ થાય છે, ત્યારે પોતે સ્વરૂપાનંદનું દાન કરે છે. કેમકે પોતે અપાર કરુણાના સિન્ધુ-સાગર છે, તો એક બિંદુરૂપ કરુણા ભક્ત ઉપર કરવાથી કાંઈ ન્યૂન થશે નહિ, માટે જ દુ:ખિત ભક્તોની ઉપેક્ષા-બેદરકારી પ્રભુ કદિ કરતા જ નથી. ૯-૧૦.

---

* આ વિષય ઉપર વધારે જીજ્ઞાસા હોય તો જુઓ ફલપ્રકરણસુબોધિની भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम.

## મર્મ ૯ 'ભાવ ઉદ્‌બોધ'

પંચમ મર્મ ભાવોદ્‌બોધ છે. સદાનંદ પ્રભુની નિત્ય નવલ લીલાની નિરંતર હૃદયમાં ભાવના કરવી, એ પાંચમું મર્મ છે. એ લીલાની ભાવના કર્યાથી પ્રભુ પ્રાપ્ત થાય છે, અથવા પ્રસન્ન થાય છે, કેમકે પોતે જ તે ભાવરૂપ છે. જ્યારે તે ભાવ હૃદયમાં આવે ત્યારે તે ભાવસ્વરૂપ પણ હૃદયમાં પધારે જ, એમાં આશ્ચર્ય શું ? વળી પ્રભુથી પ્રભુની લીલા પણ જુદી નથી. લીલા પણ સ્વસ્વરૂપ જ છે એથી પણ એ લીલાની ભાવના કર્યાથી તે લીલાત્મક અને લીલાભાવાત્મક પ્રભુ હૃદયમાં બિરાજે એ અર્થ અત્યંત સુઘટ છે. જ્યારે લીલાના સ્વરૂપનો વિચાર કરીએ છીએ, ત્યારે લીલા પ્રભુના સ્વરૂપથી જુદી પાડી શકાતી નથી. પ્રભુ જુદા અને તેમની લીલા જુદી એવા ભેદભાવને સ્થાન મળતું નથી. જો પ્રભુમાં ભેદ હોય તો તેમની લીલામાં પણ ભેદ હોય. તેમ તો બની શકે જ નહિ કે પ્રભુ પણ જુદા જુદા હોય. પ્રભુ તો એક જ છે, પણ તેમના ધર્મો ઘણા છે. તે ધર્મો પણ ભગવત્સ્વરૂપથી જુદા નથી, પણ પ્રભુરૂપજ છે. પોતાના સર્વધર્મરૂપ પણ પ્રભુ જ હોવાથી જુદા જુદા ધર્મોને લઇને પ્રભુસ્વરૂપમાં ભેદની કલ્પના કરવી યોગ્ય નથી. સ્વસર્વધર્મરૂપ પ્રભુજ જ હોવાથી તેમાં ભેદ ગણવો એ ઠીક નથી, પરંતુ પ્રભુ પોતાનાં જ સ્વરૂપો પ્રકટ કરે છે, તેમાં જે ભેદબુદ્ધિ જણાય છે, જેમ કે આ સ્વરૂપ જુદું, તે ભેદ, પ્રભુની ઇચ્છાથી

જ જણાય છે. તેમાં દૃષ્ટાંત–જેમ સૂર્ય ઉદય પામે તે વખતે તેના કિરણોમાં અને સૂર્યમાં જેમ ભેદબુદ્ધિ લોકની દૃષ્ટિમાં થાય છે. સૂર્ય જ્યારે ઉગે છે ત્યારે તે જુદો અને તેનાં કિરણો જુદાં એમ લોકની દૃષ્ટિમાં દેખાય છે. એવી રીતે જ્યારે પ્રભુ પોતાનું સ્વરૂપ અને તે સ્વરૂપથી કરવાની લીલા જ્યારે પ્રકટ કરે છે, ત્યારે પ્રભુના તે લીલારૂપ ધર્મો અને તે લીલાયુક્ત ધાર્મસ્વરૂપ એમ ભેદબુદ્ધિ થાય છે. જેમ શ્રીનવનીતપ્રિયજીના પ્રકટ સ્વરૂપમાં બાલલીલાની સ્ફૂર્તિ મુખ્યત: થાય છે અને શ્રીગોકુલેન્દુના સ્વરૂપમાં મુખ્યત્વે રાસલીલાની સ્ફૂર્તિ થાય છે અને તેથી બન્ને સ્વરૂપમાં ભેદભાવ થાય છે. આ બધું જ્યારે તે તે સ્વરૂપથી તેવી તેવી ભિન્ન ભિન્ન લીલાઓ પ્રકટ કરેલી હોય, ત્યારે જ તેની લીલાઓને આધારે તે તે સ્વરૂપમાં ભેદભાવ મનાય છે. **લીલાભેદે સ્વરૂપભેદ:** એ સિદ્ધાંત એતન્મૂલક જ લાગે છે. આ ભેદભાવ જ્યારે તે સ્વરૂપ અને તેવી લીલા પ્રકટ થાય છે ત્યારે જ જણાય છે. જેમ સૂર્ય ઉદય પામે છે ત્યારે જ તેમાં અને તેના કિરણોમાં જુદાપણું ભાસે છે, ઉદય પામેલો નથી હોતો, ત્યારે તો કિરણો અને સૂર્ય જુદા છે એવું જ્ઞાન થતું જ નથી, તેવી જ રીત જ્યારે સદાનંદ પ્રભુ પોતાની સદાનંદમય લીલા અને પોતે જ્યારે પ્રકટ થાય છે ત્યારે તે લીલા અને તે સ્વરૂપમાં ભેદભાવ ભાસે છે. જ્યારે પોતે અંતરરમણ કરે છે, ત્યારે તો લીલા સ્વરૂપાત્મક જ જણાય છે એવો નિશ્ચય છે. જ્યારે લીલા સ્વરૂપની

ભીતર રહે છે, ત્યારે તો લીલા સ્વરૂપથી અલગ ભાસતી નથી, તે વખતે લીલા જ સ્વરૂપ છે એમ નિશ્ચય–સિદ્ધાંત થાય છે. શ્રીવેણુગીતની સમાપ્તિમાં શુકદેવજી કહે છે કે [1]શ્રીવૃન્દાવનવિહારી પ્રભુની એવા પ્રકારની લીલાઓનું પરસ્પર વર્ણન કરનારાં વ્રજભક્તો તન્મયતાને પ્રાપ્ત થયાં.' શ્રીમહાચાર્યવર આ શ્લોકના શ્રીસુબોધિનીજીમાં તન્મયતા શબ્દનો એવો અર્થ પ્રકટ કરે છે કે, તન્મયતાને પ્રાપ્ત થયાં એટલે '[2]ક્રીડારૂપ–લીલારૂપ થઇ ગયાં.' જાગ્રદવસ્થા કે સ્વપ્નાવસ્થામાં પ્રભુલીલાનું જ દર્શન કરતાંકરતાં, કીડો જેમ ભ્રમરરૂપ થઈ જાય છે, તેમ પ્રભુલીલારૂપ થઇ ગયાં. એથી જ પ્રભુની લીલા પ્રભુનાં સ્વરૂપથી થોડી પણ ભિન્ન નથી જ. જેમ સૂર્યનાં કિરણો સૂર્યથી જુદાં નથી, તેમ માત્ર તે લીલા જ્યારે બહાર પ્રકટ દૃષ્ટિગોચર થાય છે, ત્યારે જ તેમાં ભેદ જણાય છે વસ્તુતઃ સ્વરૂપથી તો ભિન્ન નથી જ. દર્શન કરતી વેળાએ ભગવાનનું સ્વરૂપ અને તેથી પ્રકટ થતી અનંત લીલાઓમાં તારતમ્ય જણાય છે, પરંતુ વસ્તુતઃ ભગવાનનું સ્વરૂપ તે જ લીલા અને લીલા તે જ પ્રભુનું સ્વરૂપ એવો સિદ્ધાંત છે. એ હેતુથી જ જો પ્રભુની લીલા હૃદયમાં સ્થાન મેળવે તો સદાનંદ ભગવાન્ પણ પ્રસન્ન થઇને હૃદયમાં પ્રવેશે છે. પૂર્ણપુરુષોત્તમની અનેક

---

૧. एवंविधा भगवतो या वृन्दावनचारिणः। वर्णयन्त्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः॥ वेणुगीत। २. क्रीडामय्य एव जाताः।

રસરૂપ લીલાઓમાંની એક પણ લીલાની સ્થિતિ જો હૃદયમાં થાય તો રસાત્મક નંદકુમાર હૃદયમાં પ્રવેશે છે. કેમકે આપ તે લીલારૂપ છે, એટલે તે લીલાની સ્થિતિ જ્યારે હૃદયમાં થાય ત્યારે આપની પણ તેમાં સ્થિતિ થઇ જવી જ જોઇએ. જે લીલાની સ્ફૂર્તિ ભક્ત હૃદયમાં થઈ હોય તે લીલામાં જેટલાં પોતાનાં સ્વરૂપો હોય, તે સર્વ સ્વરૂપ સાથે લીલાત્મક પ્રભુ ભક્તહૃદયમાં પ્રવેશ કરે છે, એવો નિશ્ચય છે. શ્લોક ૧૧ થી ૧૭.

मर्म ६ '(गुनगान तें) घोषप्रिय भावना उभय जाने'

છઠ્ઠું મર્મ વ્રજસુંદરીનો ભાવ છે. તે પણ વિરહી વ્રજસુંદરીનો જે ભાવ તેનું સ્મરણ કરવું એ છઠ્ઠું મર્મ છે. हा नाथ रमण प्रेष्ठ क्वासि महाभुज એમ સતત ઉચ્ચારણ કરતાં વ્રજરત્નાઓનાં નિગૂઢભાવનું સ્મરણ કરતાં કરતાં ભાવની પ્રાપ્ત થશે. હૃદયમાં પ્રભુલીલાની નિરંતર [1]ભાવના પણ વ્રજાંગનાઓના ભાવનું સ્મરણ કર્યાથી જ થશે. એથી

૧. શ્રીદ્વારિકેશપ્રભુ કીર્તનમાં 'ગુણગાન' ને છઠ્ઠા મર્મ તે 'વ્રજસુંદરીભાવ' ના પહેલાં મૂકે છે. મૂલ ગ્રંથમાં પ્રથમ છઠ્ઠા મર્મ તરીકે વ્રજસુંદરીભાવનો પરિચય કરાવ્યો છે અને ગુણગાનને ૭ મા મર્મ તરીકે ઓળખાવ્યું છે. વળી શ્રીદ્વારિકેશપ્રભુ વ્રજસ્ત્રીભાવને 'ઉભય' વિશેષણ યોજે છે, તેથી સંયોગ વિપ્રયોગરૂપ બન્ને ભાવ સ્મરવા એવો અર્થ થાય છે. મૂળ ગ્રંથમાં શ્રીહરિરાયપ્રભુ તો માત્ર વિપ્રયોગી વ્રજભક્તોના ભાવને સ્મરવાની આજ્ઞા કરે છે. આટલી વિલક્ષણતા લક્ષ્યમાં રાખવા જેવી છે.

જ પ્રભુની પણ સમ્પ્રાપ્તિ–સમ્યક્ પ્રકારે પ્રાપ્તિ થશે. વિપ્રયોગથી સંયોગ થશે. આ ફલ પ્રાપ્ત કરવા માટે વ્રજભક્તોની વિરહાવસ્થાનું ચિન્તન કરો. વિરહાવસ્થામાં પ્રાપ્ત થતા ક્લેશભાવનું વિશેષ સ્મરણ કરો. પ્રભુની લીલાથી પ્રભુનું સ્વરૂપ જુદું નથી, જેથી ત્યાં મનનો પ્રવેશ થતો નથી. જ્યારે વ્રજસુંદરીના ભાવમાં કે પ્રભુલીલામાં મનનો પ્રવેશ થાય છે, ત્યારે તેથી સ્વરૂપનો ભેદ થતો નથી. વ્રજભક્તોનાં હૃદયમાં પ્રભુલીલા નિરંતર ઉદ્‌ભવે છે. લીલાથી સ્વરૂપ ભિન્ન નથી. માટે જ સ્વરૂપમાં મન પ્રવેશ કરતું નથી, પણ લીલામાં પ્રવેશ કરે છે. અને લીલામાં મન પ્રવિષ્ટ થયાથી સ્વરૂપનો ભેદ રહેતો પણ નથી. એટલા માટે જેમનામાં નંદનંદન બિરાજે છે, એવા વ્રજભક્તાની નિરંતર ભાવના કરવી.

ઉપરના શ્લોક ઉપર મનન કરતાં આ આશય પ્રકટ થાય છે, શ્રીહરિરાયચરણ પહેલાં ભગવલ્લીલાની ભાવના કરવાની આજ્ઞા કરે છે. પછી એમ આજ્ઞા કરે છે કે વ્રજભક્તોના ભાવનું સ્મરણ કરવું, તેથી જ લીલાની ભાવના અથવા તો સર્વાત્મભાવ સિદ્ધ થશે. લીલા અને સ્વરૂપ એક જ છે, જેથી મન સ્વરૂપમાં પ્રવેશ ન કરતાં લીલાનું રસિક કાંઇક જલદી થાય છે. જ્યારે લીલામાં પ્રવેશે છે, ત્યારે લીલાથી સ્વરૂપ ભિન્ન ન હોવાથી સર્વાત્મભાવ પ્રાપ્તિ અને પ્રભુની સમ્યક્ પ્રાપ્તિ પણ થાય છે. વ્રજભક્તો પોતે તો તન્મયતાને–લીલાસ્વરૂપપણાને પ્રાપ્ત થયલાં છે, તેથી જ પ્રભુનું સ્વરૂપ પણ તેમનાંથી જુદું નથી, માટે તેમનાં ભાવનું સ્મરણ કરવાથી ભગવત્પ્રાપ્તિ સાથે જ થાય છે. એ

હેતુથી જેમાં સાક્ષાત્ પ્રભુ બિરાજે છે, એવાં વ્રજસુંદરીની ભાવના હ્રદયમાં કરવી. ૧૮-૧૯-૨૦.

मर्म ७ 'गुनगानतें'

સાતમું મર્મ ગુણગાન છે. એ સર્વ દોષનું નિવારણ કરે છે. સર્વ દોષનાં નિવારણ માટે હરિના ગુણો ગાવા. સર્વ દોષનું નિવારણ કરવા માટે બીજું કાંઈપણ સાધન નથી. પ્રભુનાં ગુણગાન સિવાય બધા દોષને દૂર કરવા માટેનો બીજો કોઇ પ્રબલ ઉપાય છે જ નહિ. ગુણોનું ગાન કરતાં કરતાં પ્રભુ પ્રસન્ન થાય છે, અને પ્રસન્ન થઇને આપ પોતે જ સ્વસ્વરૂપ પ્રકટ કરીને સ્વાનંદનું દાન કરે છે. પહેલાં વિરહાવસ્થામાં પ્રભુનાં સ્મરણથી જે આર્તિ થાય છે તેને ગુણો જ બાળે છે-દૂર કરે છે. અથવા તો ગુણો પ્રભુનું સ્મરણ કરાવીને વિરહાવસ્થામાં થતી અસહ્ય પીડાને શાંત કરે છે. ભગવાન્ પોતે આનન્દમય છે. એમની લીલા આનંદમય છે, અને ગુણો, ધર્મો પણ આનંદમય જ છે. તો તે ગુણોનું ગાન કરવાથી તે ગુણોનું સ્વરૂપ જાણવાથી આનંદ પ્રાપ્ત થાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. ૨૧-૨૨-૨૩.

मर्म ८ 'कृष्णनाम स्फुरे.'

આઠમું મર્મ શ્રીહરિનાં નામનાં માહાત્મ્યની સ્ફૂર્તિ થવી એ છે. અજામિલાદિ મહાદુષ્ટોનો ઘોર પાતકપંકમાંથી ઉદ્ધાર કરનાર ભગવન્નામ જ છે, એવી નામની મહત્તા સર્વાંશે સ્ફુરે. નામસિવાયનાં બીજાં સાધનોમાં અલ્પ બુદ્ધિ થાય. નામ જેવા ચિંતામણિ પાસે બીજાં સાધનો તુચ્છ ભાસે.

નામ પણ ભગવદ્રૂપ જ છે. પ્રભુ નામ અને રૂપ, એમ બન્ને સ્વરૂપે પ્રકટે છે. નામ પણ સ્વરૂપાત્મક હોવાથી તેની મહત્તા પ્રભુસ્વરૂપથી ન્યૂન હોય નહિ. ૨૪.

મર્મ ૯ 'पल न आज्ञा टरे.'

નવમું મર્મ ભગવદ્વાક્યમાત્રમાં નિષ્ઠા એ છે. કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા વિના પ્રભુની જે કાંઈ આજ્ઞા થાય તેમાં તત્પર થવું. ગમે તેવી વિપરીતતા જણાતી હોય તો પણ 'પ્રભુ જે કરે છે તે મારાં સારાં માટે જ કરે છે, એવા દૃઢ વિશ્વાસથી તેમની આજ્ઞાને આધીન બની જવું. એમ થવાથી, પ્રભુના વાક્યને અનુસરવા માત્રથી સાધનો ન બની શકે, અથવા તો કાંઇ વિપરીત બની જાય, નહિ તો કાંઇ કરી શકાય જ નહિ, અને માત્ર સદા મૌન સ્થિત જ થાય તો પણ ભગવાન્ પોતે તે જનને કૃતાર્થ કરે છે. સ્વામીની આજ્ઞાનું સર્વાંશે અવલંબન કરવું એ સેવકનો મુખ્ય ધર્મ છે. એ મુખ્ય ધર્મને પકડી રાખતાં કદાચિત્ બીજા ગૌણ દેહધર્મોને તિલાંજલિ આપવી પડે તો તેથી કાંઇ ફલહાનિ થવાની નથી. સાધનો ન બને, વિપરીત ઉલટું જ કાર્ય થઇ જાય, અથવા તો સારૂં નડતું કાંઈ પણ ન કરી શકાય તો પણ ભગવાન્ તો નિશ્ચય કૃતાર્થ કરવાના જ, એમાં કાંઈ પણ સંશય નથી. દષ્ટાંત તરીકે ૮૪ વૈષ્ણવની વાર્તામાં વાંચો શ્રીકૃષ્ણદાસ મેઘનની વાર્તા. માત્ર શ્રીવલ્લભાધીશ્વરની આજ્ઞા માત્રને આધીન થઇને ૩ દિવસ સુધી એક જ ઠેકાણે એમને એમ ઉભા રહ્યા હતા ! ૨૫.

मर्म १०. 'कृति वचन विश्वास मन चित आनें.'
भगवदीय ज्ञान सत्संगको अनुसरे,
ना देखे दोष अरु सत्य भाखे,
पुष्टिपथमर्म दश धर्म यह विध कहे।
सदा चित्तमें श्रीद्वारिकेश राखे ॥

દશમું મર્મ વિશ્વાસ છે. અખિલના અંતર્યામી આત્મા એવા ભગવાનમાં અખંડ વિશ્વાસ રાખવો એ દશમ મર્મ છે. જેવો વિશ્વાસ તેવા પ્રકટ ભગવત્સ્વરૂપમાં છે, તેવો જ વિશ્વાસ તે સ્વરૂપના સંબંધીઓમાં પણ રાખવો. અથવા તે પ્રભુએ જ તેવું રૂપ ધર્યું છે, માટે ભગવદીયોમાં તેવો જ વિશ્વાસ રાખવો. અથવા તો તેનું લૌકિક રૂપ જોવામાં આવે તો પણ ભગવદીયોમાં ભગવત્તુલ્ય વિશ્વાસ રાખવો. જે સ્થલે જેવા કૃષ્ણ કહ્યા છે તે સ્થલે તેવા જ ભગવદીયો છે. અથવા તો જે સ્થલે જેવા ભક્તો કહ્યા છે તે સ્થલે શ્રીકૃષ્ણ જ તેવા થયા છે એમ સમજવું. જો ભગવદીયો જુદી રીતે જણાતા હોય તો પણ તેઓ ભગવદીય હોવાથી ભગવત્સદૃશ જાણવા. કોઈ ભક્તમાં ભક્ત તરીકેનાં જે લક્ષણો હોવાં જોઈએ તે આપણાથી જોઈ ન શકાય અને બીજાં કેટલાંક વિપરીત લક્ષણો જોવામાં આવે તો પણ તેમને સ્વામીનો સંબંધ થયેલો હોવાથી સ્વરૂપાત્મક જ સમજવા. કૃપાપરાયણ સદા નંદ નંદનંદન પોતાના નિજજનો માટે જે કાંઈ કરે છે સારૂં જ કરે છે એમ માનવું. જેમ માબાપનાં દરેક કાર્ય પુત્રના હિતને માટે જ હોય છે અને માબાપના દરેક કાર્યો પોતાના જ હિતને અર્થે છે એમ માનવાની પુત્રની પણ ફરજ

છે તેમ જીવોએ   એમ જ માનવું કે પ્રભુનો સંબંધ ધરાવનારા મહાનુભાવી ભગવદીયો જે કાંઇ કરે છે તે સારૂં જ કરે છે માટે સર્વથી પહેલા ભગવદીયોમાં વિશ્વાસ રાખવો. તેમના દોષ ન જોવા. એમનાં દરેક કાર્યોમાં ઉત્તમતા જોવી. એમ કર્યાથી જ નવમ, અષ્ટમ વગેરે મર્મો સિદ્ધ થશે.

આ સ્થલે એટલું રહસ્ય સમજવાનું કે મર્મની ગણુનાનો જે ક્રમ શ્રીહારરાયપ્રભુએ બતાવ્યો છે, તે ચડતો ઉતરતો છે. અર્થાત્ પહેલું મર્મ સર્વથી શ્રેષ્ઠ અને ફલાત્મક છે અને જ્યારે બીજું મર્મ સિદ્ધ થાય ત્યારે જ તે પણ સિદ્ધ થાય. બીજું મર્મ ત્રીજું સિદ્ધ થયા પછી, ત્રીજું ચોથા પછી, એમ ઉત્તરોત્તર કાર્યકારણભાવ છે. એ ઉપરથી પહેલું મર્મ પહેલાં સિદ્ધ થાય અને બીજું તે પછી અને ત્રીજું તેથી અનંતર, એમ ક્રમ ન લેતાં, પહેલું દશમું મર્મ–વિશ્વાસ–અને ભગવદીયોમાં ભગવદ્બુદ્ધિ અને પછી અનુક્રમે નવમું, આઠમું. સાતમું, વગેરે સિદ્ધ થાય એમ અવધારવું,

શ્રીહરિરાયચરણ ગ્રન્થનો ઉપસંહાર કરતાં ફલશ્રુતિ વર્ણવે છે. આ દશ મર્મને જે જે જન સર્વાંશે સમજે છે, તે શ્રીમહાપ્રભુજીની કૃપાથી ભક્તિમાર્ગમાં મહાબુદ્ધિમાન્ થાય છે ભક્તિમાર્ગમાં તેની બુદ્ધિ સારી પેઠે પ્રવર્તે છે અને તેને માર્ગના ઇશ્વર–માલીક શ્રીકૃષ્ણ તત્કાલ વશ થાય છે. શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર સેવકો અત્યંત વિચક્ષણ હોય છે, તેઓએ આ દશ મર્મોને સમજીને, અનુભવીને, ભક્તિમાર્ગમાં સ્થાન કરવી. ૨૭ થી ૩૨.

સમાપ્ત.

# બહિર્મુખપણુ એટલે શું?

ભાવાર્થ:—ધનમાં અને ઘરમાંજ જ્યારે સેવકો આસક્ત થઇ જાય, લાભ અને પૂજાવવા માટેના પ્રયત્નો કરે ત્યારે શ્રીહરિ કોપે છે. સેવકોની મુખ્ય ફરજ એ છે કે, પોતાના સ્વામીને રીઝવવા દરેક પ્રયત્ન કરવો, તેની આજ્ઞામાં જ તત્પર રહેવું, તેની ઇચ્છાને સદા અનુકૂલ બનવું. એવી જ રીતે જીવો પણ પ્રભુના સેવકો છે. તેઓનું મુખ્ય કર્તવ્ય પ્રભુની સેવા છે. સેવામાં લેશ પણ ન્યૂનતા ન આવે, તેમ જ જે પ્રભુની સેવાનો અધિકાર પોતાને પ્રાપ્ત થયલો છે, તે પ્રભુ કોટિબ્રહ્માંડનાયક, પરાત્પર, પુરુષોત્તમ શ્રીકૃષ્ણ છે, તેનો ખ્યાલ નિરંતર મનમાં રહેવો જોઇએ. જ્યારે સર્વદુ:ખહર્તા પ્રભુને પોતાનું જે કાંઇ કહેવાતું તે સર્વ સમર્પી દીધું, અને દાસ્યધર્મનો સ્વીકાર કર્યો, ત્યારે તેનો પોતાના સ્વામીને દરેક રીતે પ્રસન્ન કર્યા સિવાય બીજો ધર્મ શું હોઇ શકે? વાસ્તાવક સ્થિતિ તેવી જ છે, છતાં જો સેવકો ધનમાં–ધન એકઠું કરવામાં, કે ઘરબાર, પુત્રપરિવારમાં આસક્તિવાળા બની જાય, પોતાના દાસ્યધર્મને તિલાંજલિ આપી દે, પ્રભુની મહત્તા વિસરી જાય, સ્વકર્તવ્યને સ્વાર્થવેદી ઉપર હોમી દે તો પ્રભુ તેના ઉપર કોપે તેમાં આશ્ચર્ય શું? જીવ–સેવક સ્વત: અનેક દોષોથી દુષ્ટ છે, પ્રભુએ તેના દોષોનો વિચાર ન કરતાં તેને પોતાનો સેવક બનાવ્યો, તેને ઉચ્ચ અધિકાર આપ્યો, પરંતુ પ્રભુની

તે દયાલુતા અને પોતાની પહેલાંની સ્થિતિ વગેરે બધું ભૂલી જઇને પોતાના લાભનો અને પોતે પૂજાવવાનો પ્રયાસ કરે તો પ્રભુ એના ઉપર કોપ કરે તો તે કાંઇ આશ્ચર્યકારક જણાય નહિ. શ્રીહરિરાયપ્રભુ આજ્ઞા કરે છે કે, જીવ જ્યારે પ્રભુ તરફ એવી રીતે બેવફા-નિમકહરામ-બને છે ત્યારે પ્રભુ તેના ઉપર કોપાયમાન થાય છે. ૧.

ભક્તિમાર્ગનો પરિત્યાગ કરીને માત્ર જનનેન્દ્રિય અને ઉદરની તૃપ્તિ માટેના જ ઉદ્યમને આદરનારા આસુરાવેશી દાસો બને છે, ત્યારે શ્રીહરિ ઉદાસીન થાય છે. જ્યારે દાસો-સેવકો પ્રથમ શ્લોકમાં વર્ણવેલી કક્ષાથી પણ હીન કક્ષામાં જાય છે, ત્યારે તો પ્રભુ તે તરફ જોતા જ નથી. જ્યારે ભક્તિમાર્ગમાં પણ રહે નહિ, તેનો સર્વાંશે ત્યાગ કરે, માત્ર **आहारनिद्राभयमैथुनं च** એ ઉક્ત પ્રમાણે માત્ર પશુવૃત્તિને જ પોષે ત્યારે તો પ્રભુ તેના ઉપર કોપ કરીને તેને ઠેકાણે લાવવાનું પણ કાર્ય કરતા નથી. તેનાથી તદ્દન બેદરકાર રહે છે તે સેવક જેવી રીતે વર્તવા ઇચ્છતો હોય તો તે પ્રમાણે તેને વર્તવા દે છે, કેમકે તેણે માર્ગની મર્યાદા મુદ્દલે જાળવી નહિ, બલ્કે તેનો ત્યાગ કર્યો અને આસુરના સંગમાં અભિરુચિ થવાથી તેને આસુરાવેશ થયો, તેવા તદ્દન વંઠી ગયલા નોકરની તરફ ઉદાસીનવૃત્તિ વિના બીજું પ્રભુ શું કરે? ૨.

જ્યારે અહંકારથી મહાન્ પુરુષોનો અપરાધ કરે છે, તે પણ પોતાના થઇને, ત્યારે સ્વજનવત્સલ પ્રભુ કોપે છે.

પ્રભુનાં દાસ્ય જેવો ઉત્તમ પદાર્થ યોગ્યતાના અભાવે મળી ગયો અને પછીથી થયો અહંકાર, અને તેમાં આંધળા બનીને મહાન્ ભગવદીયોને પણ ગણ્યા નહિ, તો શું પ્રભુ તેના ઉપર રાજી રહેશે ? કદાપિ નહિ. પ્રભુનો અપરાધ તો કોઈ પણ ઉપાયે નિવૃત્ત થઈ શકે છે, પરંતુ મહાનુભાવી ભગવદીયોનો અપરાધ કદાપિ નિવૃત્ત થતો નથી. મર્યાદામાર્ગમાં પણ નલકૂબરાદિકે સ્વાધિકારના ગર્વથી નારદાદિકનું કરેલું અપમાન અને તેનું પરિણામ પુરાણોમાં પ્રસિદ્ધ છે. તેવી જ રીતે ભક્તિમાર્ગમાં પણ ભગવદીયોનો અપરાધ મહાભયંકર ગણવામાં આવ્યો છે, તે અપરાધ કરનારા ઉપર પ્રભુ કોપે છે. પોતાના જ દાસ થઈને પોતે જ જેમને અનુગ્રહમાર્ગમાં ઉચ્ચ અવસ્થામાં સ્થાપિત કર્યા છે, એવા મહાન્ ભકતોનું અપમાન કરે તો પોતાના જન જેને અત્યંત પ્રિય છે એવા પ્રભુ ગુસ્સે થયા વિના રહેતા નથી. એક તો એ દાસ પણ પોતાનો છે, અને માટે જ તે પ્રિય હોવો જ જોઇએ, અને મહાનુભાવી ભગવદીયો પણ સ્વદાસ હોવાથી પ્રિય છે, તેથી બન્નેનાં શ્રેયની ક્ષતિ ન થાય માટે પ્રભુ સ્વકોપથી દાસને અપરાધની શિક્ષા દે છે. ૩.

જ્યારે મોટા કુલમાં પ્રકટ થયલા પણ પોતાના કુલને યોગ્ય ગતિ ત્યજી દે છે, ત્યારે તે કુલના સ્વામી ક્રોધ કરે છે, એમાં કાંઇ પણ સંશય નથી. જ્યારે પ્રભુએ જે કુલનો ઉત્તમોત્તમ અધિકાર સ્થાપન કર્યો, અને તે કુલમાં પ્રકટ થઇને જો પછી તે કુલના મહાન દરજ્જાને ન છાજતી વર્ત-

ણુક ચલાવે તો તે તે કુલનું સર્વસ્વ–તેના નાથ તે કુળમાં પ્રકટ થયલા ઉપર કોપે તમાં સંશય શો ? ૪.

બધાં ઠેકાણાં શોધી વળો. કોઈપણ સ્થળે સન્માર્ગની ઝાંખી પણ હવે થવી મુશ્કેલ છે. કલિના દોષમય વાતાવ· રણથી આવૃત થયલા હૃદયોથી વ્યાપી રહેલા સ્થળોમાં સારા ઉત્તમ માર્ગની સ્થિતિ કેમ હોઇ શકે ? જ્યારે તેવા માર્ગનાં દર્શન દુર્લભ થઇ ગયાં, તો પછી તે માર્ગના પ્રકાશક શ્રીમદાચાર્યચરણના ચરણારવિંદમાં નિષ્ઠા–ભાવ ભક્તિ ક્યાંથી ? તેના વિના પ્રભુને પ્રસન્ન કરવાનું એક જ સાધન, તે દૈન્ય, ક્યાંથી આવવાનું ? શ્રીહરિરાયપ્રભુ આજ્ઞા કરે છે કે, આ સમયમાં તો નથી સન્માર્ગની મર્યાદા, કે નથી શ્રીમદાચાર્યચરણમાં નિષ્ઠા કે નથી દીનતા. ૫.

શ્રીમદાચાર્યચરણે જે જે હિતાર્થવચનો આજ્ઞા કરેલાં છે, તેમાં તત્પરતા, તેમ જ તેવું પરમ વૈરાગ્ય, પણ નથી રહ્યું. પ્રભુનાં, ગુરુનાં, ભગવદીયોના મુખથી પ્રકટ થયલાં વાક્યોને લેશ પણ સંશયયુક્ત થયા વિના અનુસરવું, તે પ્રમાણે જ ચાલવામાં તત્પર થવું એવો પરમ દાસધર્મ કયે ઠેકાણે અસ્તિત્વ ધરાવે છે ? પ્રભુથી પૃથક્ પદાર્થોમાં રહેલી આસક્તિનો સંપૂર્ણ ત્યાગ કરવો, પ્રભુસેવામાં જ પ્રવણ થવું, એવું વૈરાગ્ય કયા હૃદયને શોભાવે છે ? દાસનો ધર્મ છે કે, સ્વામીની ઇચ્છાથી જે કાંઇ મળે તેમાં સંતોષ માની લેવો, પરંતુ તેવો સંતોષ કયા દાસોમાં દીઠો છે ? કોઇ સ્થળે નહિ. જ્યારે કાંઇ નથી છતાં પણ કહો છો કે પ્રભુ

પ્રસન્ન થતા નથી; પ્રભુ રાજી રહેતા નથી, તો એ સદાનંદઘન પ્રભુ કેમ પ્રસન્ન થાય ? એ પ્રસન્ન થાય તેવું શું છે ? કાંઇ નથી માગતા દ્રવ્ય કે નથી માગતા સાધનો. માત્ર એટલું જ ઇચ્છે છે કે તમે દાસત્વધર્મનું પરિપાલન કરતા રહો. તેટલું પણ જ્યારે થતું નથી ત્યારે શ્રીકૃષ્ણ કેમ પ્રસન્ન થશે ? ૬.

## બહિર્મુખતા કેમ ટળે ?

ભાવાર્થ:—બહિર્મુખ કેવી રીતે થવાય છે, એનો ખ્યાલ આપીને હવે બહિર્મુખતાથી બચવાનો માર્ગ શ્રીહરિરાયચરણ બતાવે છે. બહિર્મુખતાથી બચવું હોય, દાસ્યધર્મને સહજ પણ આંચ આવવા દીધા સિવાય પ્રભુને પ્રસન્ન કરવા હોય તો આપણાં આચાર્યચરણકમલને હૃદયમાં સ્થાપો. આપણા ગમે તેવા દોષકોષનું દહન કરીને પ્રભુની સાથે મજબુત ગાંઠ—સંબંધ—બાંધી દેનાર આપણા ગુરુ શ્રીમહાપ્રભુજીના ચરણકમલને હૃદયમાં પધરાવો. અને તે કાર્ય જો થઇ ગયું, તો પછી બીજું કાંઇ કરવાનું રહેતું નથી. જે તદીય છે, તેને તો શ્રીમહાચાર્યચરણના દૃઢ આશ્રયથી સર્વ સિદ્ધ થાય છે. બીજાં કાંઇ સાધનો તેને કરવાં પડતાં નથી. કાવવર દયારામભાઇ કહે છે કે: શ્રીમહાપ્રભુનો ભય ભરોંસો, એજ અન્યાશ્રય. એટલા માટે શ્રીમહાપ્રભુમાં જ દૃઢ વિશ્વાસ રાખવો એ તદીયનો મુખ્ય ધર્મ છે. ૧.

સંગ કરવો તો સત્પુરુષોનો જ કરવો. સંગ પણ

સત્પુરુષોનો જ થાય એવી પ્રાર્થના કરવી. કેમકે સત્પુરુષો સંગદોષને હરનારા છે. અસત્પુરુષોનો સમાગમ કદાપિ ન કરવો. સત્પુરુષોના સંગથી પ્રભુમાં બુદ્ધિ થાય છે. દુષ્ટ પુરુષોના સંગથી ગૃહાદિમાં આસક્તિ થાય છે. વસ્તુતઃ તો શ્રીમદાચાર્યચરણમાં રતિ રાખવી એ જ મુખ્ય કર્તવ્ય છે, છતાં તે કાલબલથી ન્યૂન થાય તો શ્રીમદાચાર્યચરણની આજ્ઞા પ્રમાણે તાદૃશ ભગવદીયો સાથે સત્સંગ કરવો. એવા તાદૃશ ભગવદીયોના સંગથી એ ભગવદીયોના પરમ પ્રેષ્ઠ પ્રભુમાં પ્રેમ થાય છે, ભીંજાયલા હોય તે જ ભીંજાવે છે. રંગાયલાં હૃદયનો જ રંગ અન્ય અરક્ત હૃદયને રંગે છે, પ્રભુપ્રેમ સુગંધવાળાના જ સંગથી હરિરતિરૂપ સુગંધનો પાસ લાગે, ખલ પુરુષોનો, આસુરાવેશીનો સંગ કરવાથી તેવી જ બુદ્ધિ થાય છે. તેઓ માત્ર શિશ્નોદરપરાયણ હોવાથી તેમનો સમાગમ તે કેવો ફલદરૂપ(?) નિવડે? એ જ કે આપણે પણ તેવા જ પ્રપંચાસક્ત બની જઇએ. ૨.

અસત્ પુરુષો વિજાતીય છે. તેનો આશ્રય ભલભલા સત્પુરુષોને પણ ડોલાવી દે છે, તો સાધારણોનો હિસાબ શો? સત્પુરુષો નિજ–પ્રભુના છે, બુદ્ધિમાન્ છે, તેઓ પ્રભુમાં પ્રીતિ ધરાવનારા છે, તો પણ તેઓ જો વિજાતીય —જુદી જાતના ખલ પુરુષોના સમાગમમાં આવી જાય તો અવશ્ય તેઓ પ્રભુપ્રેમથી, પ્રભુસેવાથી ઉદાસીન બની જાય,

સિંહના સહવાસથી વિખુટું પડેલું સિંહનું બચ્ચું શિયાળવાના ટોળામાં ભળીને જેમ પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે, તેમ સારા સમાગમનો પાસ જલદી બેસતો નથી; પરંતુ ખરાબ દુઃસંગની અસર તો મોટામોટાઓને પણ જલદીથી થઇ જાય છે, માટે તેથી સાવધાન રહેવું. ૩.

સ્વમાર્ગનો–શ્રીમહાપ્રભુએ દૈવસૃષ્ટિ ઉપર પરમ અનુગ્રહ કરીને પ્રકટ કરેલા માર્ગનો–મુખ્યધર્મ પ્રભુસેવા જ છે. તે પણ નિરંતર કર્યા કરવી. શરુઆતમાં તનુજા અને વિત્તજા સેવા, દ્રવ્યથી અને દેહથી નિરંતર કરવી. એ સેવા જ પરમ ફલરૂપ છે, એમ માનવું. દઢ નિશ્ચય રાખવો કે, આ સેવા સિવાય બીજું કાંઈ ઉત્તમ ફલ છે જ નહિ, મોક્ષાદિક પણ તુચ્છ છે. એ સેવા કરતી સ્થિતિમાં જે અમંદ આનંદ પ્રાપ્ત થાય છે, તેવો અન્યત્ર નથી, માટે તે જ સ્થિતિમાં રહેવું એ જ પરમ ફલરૂપ છે. તે સેવા મન વગેરેથી કરવી. માનસિક સેવા કરવી. મન વગેરે સર્વ ઇન્દ્રિયગણ અને દેહ વગેરે પરિકર સેવોપયોગી બનાવવો. પ્રભુની સેવા વિના તેનો બીજે ઠેકાણે વિનિયોગ ન થાય તેની ખાસ સંભાળ રાખવી. તનુજા વિત્તજા સેવા કરતાં કરતાં માનસી સેવા જે પરમ ફલરૂપ છે, તે સિદ્ધ થાય છે. પહેલી બન્ને સેવા વેળાએ સેવોપયોગી પદાર્થોનાં સ્વરૂપોનો સાક્ષાત્ અનુભવ નથી થતો. માનસી સેવા સિદ્ધ થતાં દૃષ્ટિજ બદલાઇ જાય છે. પ્રભુને પધરાવવાના સિંહાસનમાં કે ગાદીમાં ભૌતિક પદાર્થો દૃષ્ટિગોચર થતા નથી, પરંતુ તે સ્થલે સાક્ષાત્ શ્રીયશોદાજીનાં ઉત્સંગનાં દર્શન

થાય છે. એવી રીતે સર્વત્ર સમજી લેવું. આવા અલૌકિક અનુભવથી અધિક ફલ શું હોઇ શકે? ૪.

શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનુસાર ભગવદીયોની સાથે સદા સર્વદા નિવેદનનું અનુસંધાન કરવું. એ આજ્ઞા આપે નવરત્ન ગ્રંથમાં કરી છે. એવા કોઈ વિરલ ભગવદીયોનો સુભાગ્યે કરીને સમાગમ થઇ જાય તો તમની સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું. પોતાનું કહેવાતું સર્વસ્વ તુલસીપત્ર લઇને, શ્રીમદાચાર્યસ્વરૂપના જ કૃપાબલથી પ્રભુને અર્પણ કરેલું છે, અને તેનો વિનિયોગ પ્રભુમાં જ થયો જોઇએ, તેમ જ સ્વામી. સેવકનો બંધાયલો નાતો સદા નભે તેમ વર્તવુ જોઇએ વગેરે અનુસંધાન નિવેદિતાત્મા ભગવદીયોના સમાગમથીજ રહે છે, માટે તેવાઓ સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું. તેમ કરવાથી તે જ ક્ષણે, તે જ પળે સાક્ષાત્ શ્રીકૃષ્ણ હૃદયમાં બિરાજે છે. ૫.

વળી બહિર્મુખતા ટાળવા માટે એવા જ ભગવત્સેવાપરાયણ ભગવદીયોના જ મુખારવિંદથી શ્રીમદ્ભાગવતનો ભાવાર્થ શ્રવણ કરવો. દશલીલાવિશિષ્ટ પ્રભુના નિત્ય નૂતન લીલારસનો અનુભવ તેવા ભગવદીયોના હૃદયમાં પ્રકટ થયલી વાણીથી જ થાય છે. ભગવલ્લીલાનો સાક્ષાત્કાર કરીને ગાયલાં અષ્ટસખાદિ મહાનુભાવીઓના રસમય પદોનું કીર્તન કરવું અને અહર્નિશ સ્મરણ કરવું. બહિર્મુખતાની નિવૃત્તિ એથી જ થાય છે. આ સિવાય બહિર્મુખતાથી બચવાનો બીજો ઉપાય એકે નથી. ૬.

॥ श्रीकृष्णाय नमः ॥

# स्वमार्गीयशरणसमर्पणसेवादि-निरूपणम् ।

अथ स्वकीयबोधाय सूक्ष्मरीत्या विचार्य च ॥
स्वमार्गीयप्रकारोऽयं सर्वोऽपि हि निरूप्यते ॥१॥
गृहीत्वा नाम शरणं गत्वा सर्वं समर्प्य च ॥
सेवासार्थकतासिद्ध्यै देहादीनां तथा पुनः ॥२॥
अन्यत्राविनियोगाय क्रियतां तनुवित्तजा ॥
तया तु मानसी सिध्येत् सेवात्र फलरूपिणी ॥३॥
सा प्रकारत्रयेणेति तेषां तन्मध्यपततः ॥
फलत्वमिति ते प्रोक्ताः सेवायां तु फलत्रयम् ॥४॥
सेवा तु सा समानत्वात् सेव्यते न विलक्षणा ॥
फलतारतः प्रकाराणां पश्चाद् भावितयोच्यते ॥५॥
यादृशं शरणं तादृक्प्रकाराऽपि च सेवना ॥
मानसी फलरूपेति तारतम्येन प्रोच्यते ॥६॥

ते प्रकारास्तु विज्ञेया ग्रन्थात् सेवाफलाभिधात्॥
अलौकिकं हि सामर्थ्यं सायुज्यं पुरुषोत्तमे ॥७॥
वैकुण्ठादिषु सेवायाः शरीरमधिकारकृत् ॥
एतावानेव मार्गेऽस्मिन् सूक्ष्मः सिद्धान्तसङ्ग्रहः॥८॥
तत्रादौ शरणं यातः किं कुर्यादिति चोच्यते ॥
श्रीमदाचार्यमार्गीयगुरूणां शरणं गतः ॥९॥
स्वामित्वेन हरिं स्वं तु सेवकत्वेन भावयेत् ॥
लौकिकं वैदिकं वापि विदध्याद् भक्तिसिद्धये॥१०॥
नान्यमार्गाश्रयो नैव देशांतरसमाश्रयः ॥
नैव तीर्थाश्रयो नैवाभिमतेः कर्तृताश्रयः॥११॥
नैव मंत्रसमाधारो न च कर्मादिकाश्रयः ॥
सर्वदोषनिवृत्त्यर्थं धर्मत्वेन हरौ दृशिः ॥१२॥
विवेकादरभावेन दैन्येनार्थत्वभावनम् ॥
स्वकामपूरणार्थाय पूर्णानन्दत्ववेदनम् ॥१३॥
न साधनैर्भवेन्मोक्षो हरिरेव तदात्मकः ॥
तदीयतायाः संपत्तौ मुक्तत्वेनैव चिन्तनम् ॥१४॥

अत एव निराकांक्षा मोक्षतः कृष्णसेवकाः ॥
देशादिसाधनं कृष्णः पुरुषार्थश्चतुर्विधः ॥१५॥
एवं मनसि सततं चिन्तनीयं प्रयत्नतः ॥
प्रायश्चित्तादिषु मतिर्न कार्या शरणं व्रजेत् ॥१६॥
उपस्थितेषु दोषेषु सर्वेष्वथ विशेषतः ॥
सुशक्येष्वप्यशक्येषु हरिं गतिमथ स्मरेत् ॥१७॥
अन्याश्रयो नैव कार्यो नैवान्यत्र स्वतो व्रजेत् ॥
प्रार्थना नैव कुत्रापि कर्तव्या भगवत्यपि ॥१८॥
अविश्वासो न कर्तव्यो ब्रह्मास्त्रस्य निदर्शनात् ॥
लौकिके वैदिके वापि कार्ये सङ्गं विवर्जयेत् ॥१९॥
यथाकथञ्चित्कर्तव्ये भारवत्तत्र भावनम् ॥
सर्वत्र ममतां त्यक्त्वा सर्वं कार्यं प्रसाधयेत् ॥२०॥
लोभं च हृदये नैव कुर्यात् प्राप्तं हि सेवयेत् ॥
शरणस्यापि ये धर्मास्तत्सिद्धौ शरणं व्रजेत् ॥२१॥
विवेकधैर्येऽपि सदा श्रीकृष्णाश्रयपोषके ॥
तद्ग्रन्थेभ्योऽवगत्यापि प्रयत्नाद् हृदि भावयेत्॥२२॥

एवमाश्रितधर्मोऽयं संक्षेपेण निरूपितः ॥
आश्रित्य वल्लभाचार्यान् गुरूंश्चैवं कृष्णमाश्रयेत् २३

अतः परं क्रमेणैव जीवः कृतसमर्पणः ॥
तत्साधनाय सततं किं कुर्यादिति चोच्यते ॥२४॥

सेवासंस्कारूपत्वाद्दिद्ध्यात् सेवनां सदा ॥
ब्रह्मसम्बन्धिता जीवदेहसम्बन्धिवस्तुषु ॥२५॥

सर्वदोषविमुक्तत्वं स्वास्मिन्नपि विभावयेत् ॥
सर्वथा सर्वदैवापि न चाद्यादसमर्पितम् ॥२६॥

तद्भक्षणे भवेदेषां ब्रह्मसम्बन्धिवस्तुतः ॥
सर्वत्र ब्रह्मसम्बन्धभावनानाश एव हि ॥२७॥

लौकिकं वैदिकं वापि कुर्यात् सर्वं समर्पितम् ॥
अतः सर्वेषु कार्येषु कुर्यादादौ समर्पणम् ॥२८॥

यथा समर्पणे योग्यं यत्तथा तत्समर्पयेत् ॥
यज्ञादिषु विवाहादौ प्रदर्श्य निखिलं हरेः ॥२९॥

गृहीत्वैव तदादेशं पश्चात् कार्याणि साधयेत् ॥
न स्वार्थमुक्तं कृष्णाय समर्प्यमिति निश्चयः ॥३०॥

न सामिभोगः संन्यासो ह्यसमर्पितवर्जनात् ॥
तथापि मानसं पूर्वमादाय च समर्पणम् ॥२१॥
अभुक्तमन्यतो ब्रह्मसम्बन्धि विभ्रमात् पुरा ॥
गृह्णीयादवशिष्टं तु प्रभवेऽपि समर्पयेत् ॥२२॥
तदर्थं वर्जितं भेदेनार्धभुक्तसमर्पणम् ॥
असमर्पितवस्तूनामत्र सामान्यमुच्यते ॥२३॥
भुक्तेरथनेनात्र भोग्यो वस्तुभोगो निरूप्यते ॥
स चोपयोगरूपो हि तस्माद्भेदो विबुध्यताम् ॥२४॥
निवेदितपदार्थानां ग्रहणं मार्गभेदतः ॥
पूजामार्गनिषेधानामत्रानवसरो मतः ॥२५॥
एवं जन्मावधि नृणां भावनातो भविष्यति ॥
सर्वत्र ब्रह्मसम्बन्धो गङ्गालोऽन्यजलेष्विव ॥२६॥
चिन्ता निवेदिभिर्नैव नवरत्ने निरूपिता ॥
तत एवावयस्येह कार्या इति विनिश्चयः ॥२७॥
ततो हि आत्मसंस्कारः सर्वचिन्ताविवर्जितः ॥
साक्षिवत् तत्कृतीं पश्यन् सुखं सेवापरो भवेत् २८

सेवाविधिः समग्रोऽपि क्रमेणैव विलिख्यते ॥
प्रकारोत्तमतः पूर्वं मूर्तौ सेवा विधीयते ॥३९॥
मूर्तौ भगवतो ज्ञानं साकारावेशतो मतम् ॥
भक्तिमार्गप्रकारेण ज्ञानतस्तु तदात्मता ॥४०॥
पूजामार्गे भवेन्मन्त्रविधानात् पूज्यसेवनम् ॥
विशेषो भक्तिमार्गेऽयं पुरुषोत्तमरूपिणः ॥४१॥
मणिस्पर्शेन ताम्रादिसौवर्णमेव तत्त्वतः ॥
अतस्तत्र कृतं सर्वं साक्षात् कृष्णे कृतं भवेत् ।४२।
सेवा तु तस्य द्विविधा त्यागात्यागविभेदतः ॥
अत्यागेऽपि तथात्वं हि व्यावृत्तेस्त्यागतः पुरा ४३
व्यावृत्तावपि च प्रोक्तो मानसस्त्याग उत्तमः ॥
अत्यागपक्षे गार्हस्थ्यमनुकूलं हि साधने ॥४४॥
गृहे स्थित्वा सेवनार्थं स्वधर्मेणैव सर्वथा ॥
कृष्णं भजेद्यतोऽधर्मकरणाद्धीनयोनिता ॥४५॥
कृष्णमूर्तौ यथालब्धैर्द्रव्यैः सम्पूजयेद्धरिम् ॥
पूर्वं स्थानं मन्दिरादि तथा सिंहासनादि च ॥४६॥

सम्पाद्य भोगसामग्रीं हरिमुत्थाप्य मश्वतः ॥
प्रातरारभ्य सर्वापि सेवा पूजा विधीयताम् ॥४७॥
सेवायां लौकिकी युक्तिस्तथा स्नेहो नियामकः ॥
पूजायां तु विधिः स्नेहाविरुद्ध इति निश्चयः ॥४८॥
गुरुश्च भक्तिमार्गीयः कृष्णसेवापरायणः ॥
श्रीभागवततत्त्वज्ञो दंभादिरहितो नरः ॥४९॥
तदभावे तथाभूतोपदेशोऽत्र नियामकः ॥
अथाधुनिकतीर्थानामतथाभूततोऽपि हि ॥५०॥
उपदेशस्तथाभूतगुरोरिव फलिष्यति ॥
यदि दुःसङ्गदोषेण नान्यथा चेद्भवेन्मतिः ॥५१॥
सेवायामपि यस्तादृग्गुरुणोक्तः परो विधिः ॥
स एव सर्वथा नान्यः कल्पितः फलसाधकः ॥५२॥
अनुद्वेगाय सप्रेम कृष्णमूर्तावलंकृतिः ॥
वस्त्रैराभरणैर्वापि तथोपहरणैरपि ॥५३॥
यथा स्वरूपसौंदर्यं स्वमनोरोधकं भवेत् ॥
यतो हि सेवना प्रोक्ता चेतस्तत्प्रवणं हरेः ॥५४॥

लीलाविशिष्टरूपे हि तदर्थं सेवनोद्यमः ॥
अतः साधनता प्रोक्ता तनुवित्तजसेवने ॥५५॥
एवमत्यादिवस्तूनामुपयोगे प्रसाधिते ॥
भार्यादीनामानुकूल्ये तैः सेवामेव कारयेत् ॥५६॥
स्वयं कुर्यादुदासीनतया तेषां पुनः स्थितौ ॥
अपकीर्तिभयात् कृष्णसेवावैमुख्यसम्भवात् ॥५७॥
स्वकृतब्रह्मसम्बन्धं विभाव्य हृदि सर्वथा ॥
तत्पोषणं प्रकुर्वीत स्वगदेहव्ययातुरः ॥५८॥
यदासुराः कृष्णसेवां कर्तुं न ददति स्वतः ॥
तदा तेषां परित्यागः कर्तव्य इति निश्चयः ॥५९॥
भक्तिमार्गे न वर्तव्यमभक्तैः सह सर्वथा ॥
अंगीकृत्यापि च स्मार्तवर्जनं भक्तिमार्गिभिः ॥६०॥
धर्मशास्त्रात्तु बलवद् भक्तिशास्त्रमिति स्थितिः ॥
चित्तं हरौ प्रतिष्ठाप्य वृत्तियत्नं च कारयेत् ॥६१॥
सर्वथा वृत्त्यभावे तु यत्नं सेवापरो भवेत् ॥
वृत्तेः सहजतासिद्ध्यै कृष्णध्यानरतो भवेत् ॥६२॥

काले कालद्वये कालत्रये कुर्वीत सेवनम् ॥
स्वधर्ममाचरेदङ्गं नित्यं नैमित्तिकं तथा ॥७१॥
निवृत्तिराग्रहेणैव विधर्मादिति निश्चयः ॥
धर्मसिद्धावपि पुनर्वैशिष्ट्यात् कृष्णधर्मतः ॥७२॥
इन्द्रियाश्वविनिग्राहः कर्तव्यः सर्वथा मतः ॥
परोपकारधर्माणां दौर्बल्यं च विभावयेत् ॥७३॥
एवं प्रकुर्वतः कृष्णावेशाद्यदि भवेत्पुनः ॥
तत्सेवासाधने निष्ठा तस्मान्नित्यं हि सञ्चयेत् ॥७४॥
कृष्णं सर्वात्मकं ज्ञात्वा दीनतां हृदि भावयेत् ॥
अहं करोमीत्येतादृगहंकारं परित्यजेत् ॥७५॥
सेवायामपि सन्मानं नापेक्षेत हरेः पुनः ॥
गुणान् गायेदथो नाम कीर्तयेत् सदसि स्थितः ॥७६॥
निर्भयो निःस्पृहः कृष्णे स्वतश्चित्तं निवेशयेत् ॥
मुख्यं तु साधनं नित्यं श्रीभागवतकीर्तनम् ॥७७॥
अदंभेनानिमित्तेन स्वप्रयत्नेन सर्वथा ॥
सेवांतर्गतपूजाङ्गशंखचक्रादि धारयेत् ॥ ७८ ॥

चिह्नत्वात्तुलसीमाला धार्या तिलकमेव च ॥
वैष्णवेन मतेनैकादश्यादिव्रतमाचरेत् ॥७९॥
उत्सवत्वेन कृष्णाष्टम्यादीनां व्रतमाचरेत् ॥
अन्येष्वप्युत्सवत्वेन विज्ञानं सर्वथा मतम् ॥८०॥
निर्णयोऽपि तथा कार्यो जयन्तीव्रतवन्न हि ॥
एवं कुर्वन् गृहस्थस्तु कृतार्थः स्यान्न संशयः ॥८१॥
संभवे साधनानां स्याद्वनस्थब्रह्मचारिणोः ॥
यतेस्त्यागात्मको मार्गस्तीर्थाटनविशेषणः ॥८२॥
स्वतंत्रः संगरहितो नित्यपर्यटकस्तथा ॥
तद्दिनान्नप्रतिग्राही निर्लज्जो नाम कीर्तयेत् ॥८३॥
पश्यन् गुह्यानि च हरेः शांतः कृष्णपरायणः ॥
अव्यग्रचित्तः कृष्णैकप्रादुर्भावप्रयोजनः ॥८४॥
एवमादेहसंपातं यतिः कुर्याद्विचक्षणः ॥
विक्षेपाद्यादि दोषाणां संभवे सकलाश्रमे ॥८५॥
अनेनैव प्रकारेण तीर्थपर्यटनं मतम् ॥
भार्यादिप्रातिकूल्ये तु भिन्नस्त्यागो विधीयते ॥८६॥

त्यक्त्वा स्वभवनं गत्वा यत्र भागवता जनाः ॥
हरिस्थाने तदीयाश्च कृष्णसेवाकथाप्रियाः ॥८७॥
कृष्णार्थी सर्वथा त्यक्त्वा गृहं भजनबाधकम् ॥
तैः सहैव वसेत् कृष्णसेवाकीर्तिकथादिभिः ॥८८॥
दुःसंगदुष्टवस्त्वान्नसंबंधसभयात्मना ॥
यतः समाधनस्तिष्ठेत् सावधानतया हरौ ॥८९॥
ततः सेवाकथासक्त्या सर्वथा प्राप्तिरुत्तमा ॥
नैकान्ते संस्थितिः कार्या हार्दबाधकसंभवे ॥९०॥
रक्षकत्वं हरेरेव स्वसंगेऽपि च यास्यति ॥
अथवा केवलं शास्त्रं श्रीभागवतमादरात् ॥९१॥
त्रिकालं सेवयेद्रूपसेवावदतियत्नतः ॥
प्रकारत्रितयाभावे प्रपत्तिरपि चोच्यते ॥९२॥
महास्थाने यत्र पूजाप्रवाहो जायते पुनः ॥
तत्र तत्परता स्थित्या कृतार्थत्वं सदा स्थितौ ॥९३॥
नन्वत्र भक्तिमार्गीयफलाद् भेदो न विद्यते ॥
कृष्णसेवातत्परत्वात् सर्वथा देहयोगतः ॥९४॥

तथापि मार्गवैचित्र्यं प्रीतेरस्त्यत्र हि ।
चिरकालं सेवितापि मूर्तिर्वैयश्यसंभवे ॥९५॥
तद्दोषदर्शनादाशु त्यजते तदनाग्रहात् ॥
स्थानांतरगतौ नैव फलं ब्रह्मास्त्रदर्शनात् ॥९६॥
अतो न मार्गस्योत्कर्षो भक्तिमार्गस्य सम्भवे ॥
न बुद्धिमांस्तत्र यतेत् अन्यथा तु स उत्तमः ॥९७॥
एवं समाश्रये धर्मस्तथा सर्वसमर्पणे ॥
सेवायामपि कृष्णस्य संक्षेपेण निरूपितः ॥९८॥
श्रीमदाचार्यचरणशरणैस्तु मदुक्तिभिः ॥
अनुवादकरूपाभिर्ज्ञात्वा सर्वं विधीयताम् ॥९९॥
समुदितनिजमार्गबोधतुष्टः
शरणगताखिलजीवसंघजुष्टः ॥
निरुपधिकरुणारसैकपुष्टः
कृपयतु मे मयि वल्लभः प्रभुः सः ॥१००॥

इति श्रीहरिदासविरचितं स्वमार्गीयस्वरूपसमर्पण-
सेवादिनिरूपणं समाप्तम् ॥

# पुष्टिपथमर्मनिरूपणम्.

अथ श्रीश्रीमदाचार्यकृपया परया मया ॥
मार्गमर्माणि रूप्यन्ते यतः कृष्णो वशो भवेत् ॥१॥
आदौ दृढो निजाचार्यचरणाम्बुरुहाश्रयः ॥
पुष्टिमार्गबलं नैव लभ्यते दानमन्तरा ॥२॥
तद्दानार्थं हि सर्वेषामाचार्यप्रकटीकृतिः ॥
अतः साधननिष्ठां हि सर्वामुत्सृज्य सर्वतः ॥३॥
स्वाचार्यचरणाम्भोजं भाव्यतां शरणं हृदि ॥
तथापि साधनकृतिरपाषण्डित्वसिद्धये ॥४॥
द्वितीयं कृष्णसेवैव मानसी फलरूपिणी ॥
यतोऽन्यानिरपेक्षस्य किं देयं प्रभुणापि हि ॥५॥
सर्वभावेन सा कृष्णस्वरूपानन्ददायिनी ॥
तया निरुद्धो भवति हृदये रसरूपतः ॥६॥
तृतीयं लोकवेदस्वत्यागेन शरणागतिः ॥
शरणस्थसमुद्धारो यतः कृष्णो निरूपितः ॥७॥

एवं स्थिते स्वमात्रैकशरणे चिन्तया युतः ॥
कृष्णः स्वरूपमेव स्वं दद्यात्यन्यानपेक्षणात् ॥८॥
चतुर्थं दीनता सर्वसाधनाभावबोधतः ॥
परमार्तिप्रकाशेन कृष्णः कोमलमानसः ॥९॥
भक्तदुःखासहः शीघ्रं स्वरूपं प्रापयेत् पुनः ॥
अपारंकरुणासिन्धुर्दुःखितान्न ह्युपेक्षते ॥१०॥
पञ्चमं कृष्णलीलाया भावनं हृदि सर्वथा ॥
तद्भावेन प्रभुः प्राप्तो भावात्मा तदभेदतः ॥११॥
न हि लीला विचारे तु स्वरूपादतिरिच्यते ॥
स्वसर्वधर्मरूपत्वात् प्रभोर्भेदो न युज्यते ॥१२॥
तथाप्याविष्कृते रूपे भेदबुद्धिर्निजेच्छया ॥
लोकदृष्ट्या तथा सूर्ये किरणेषूदिते सति ॥१३॥
धर्मधर्मिप्रतीतिर्हि प्राकट्ये रूपलीलयोः ॥
अन्तःस्थितौ तु लीलैव स्वरूपमिति निश्चयः ॥१४॥
गुणगाने तथाचार्यैरासक्तिवशतो हरौ ॥
जाता तन्मयता क्रीडामयतैव निरूपिता ॥१५॥

लीला स्वरूपतो नैव भिन्ना किरणसूर्यवत् ॥
प्रतीतिमात्रतो भेदः स्वरूपेण न वस्तुतः ॥१६॥
कृष्णः प्रविशति प्रीतो लीलाया हृदयस्थितो ॥
तदात्मा सकलैः स्वीयस्वरूपैरिति निश्चयः ॥१७॥
षष्ठं व्रजस्थितानां यो भावः स्मर्यो वियोगिनाम् ॥
ततो भावस्य सम्प्राप्तिर्भविताततो हरेर्भवेत् ॥१८॥
अवस्था क्लेशभावो वा तत्सम्बन्धी विचिन्त्यताम् ॥
न स्वरूपं पृथग् यस्मान्न तत्र विशते मनः ॥१९॥
तत्प्रविष्टतया नैव स्वरूपं भिद्यते ततः ॥
अतोऽन्तःस्थितकृष्णास्ताः सततं हृदि भावयेत् २०
सप्तमं प्रोच्यते मर्म सर्वदोषनिवारकम् ॥
गुणा एव हरेर्गेयाः सर्वदोषनिवारणे ॥२१॥
अन्यत् सर्वं न तत्रास्ति साधनं सर्वथैव हि ॥
गुणेषु गीयमानेषु प्रसन्नः सन् हरिः स्वयम् ॥२२॥
स्वात्मानमाविर्भाव्यैव स्वानन्दं सम्प्रयच्छति ॥
गुणाः पूर्वं तु विरहे स्मृत्यार्तिं दहति प्रभोः ॥२३॥

अष्टमं नाममाहात्म्यस्फूर्तिः सर्वांशतो हरेः ॥
तदन्यसाधनेष्वल्पबुद्धिः स्फुरति चेत्तदा ॥२४॥
नवमं वाक्यमात्रैकनिष्ठता ह्यविचारणात् ॥
यतो वाक्यप्रवृत्तस्तु साधनं चाप्यसाश्रयन् ॥२५॥
विपरीतं च विदधँस्तूष्णीं तिष्ठंश्च सर्वदा ॥
स्वतो भगवता नूनं कृतार्थीक्रियते जनः ॥२६॥
दशमं मर्म विश्वासो भगवत्यखिलात्मनि ॥
तत्सम्बन्धिष्वपि पुनः कृते रूपे तथाविधे ॥२७॥
यादृशो यत्र हि प्रोक्तः कृष्णस्तत्र हि तादृशः ॥
तदीयास्तत्समा ज्ञेयाः प्रतीता अपि चान्यथा ॥२८
यत्करोति हरिः कृष्णः स्वकीयेषु कृपापरः ॥
तथा तदीयाः स्वीयेषु यत् कुर्वन्ति कृपालवः ॥२९
तत्साध्वेति मन्तव्यं यथा पित्रोः कृतौ सुतः ॥
एतानि दश मर्माणि वेत्ति यः सर्वथा जनः ॥३०॥
श्रीमदाचार्यकृपया भक्तिमार्गे महामतिः ॥
तस्य मार्गेश्वरः कृष्णो वशो भवति तत्क्षणात् ॥३

विज्ञायैतानि मर्माणि श्रीमदाचार्यसेवकैः ॥
भक्तिमार्गे स्थितिः कार्या सर्वदातिविचक्षणैः।२१।

॥ इति श्रीहरिदासोदितस्वमार्गमर्मनिरूपणं समाप्तम् ॥

## ॥ बहिर्मुखत्वनिरूपणम् ॥

धने गृहे यदासक्ताः सेवकाः सम्भवन्ति हि ।
लाभपूजार्थयत्नाश्च तदा स्यात् कुपितो हरिः ॥१॥
भक्तिमार्गं परित्यज्य शिश्नोदरकृतोद्यमाः ।
आसुरावेशिनो दासास्तदौदास्यं भवेद्धरेः ॥२॥
अहङ्कारेण कुर्वन्ति यथा महदतिक्रमम् ।
निजा अपि तदा कृष्णः कुप्यति स्वजनप्रियः ।३।
यदा महत्कुलोद्भूतास्त्यजन्ति कुलगां गतिम् ।
तदा तु तत्कुलस्वामी क्रोधमेति न संशयः ॥४॥
अन्विष्यतां हि सर्वत्र न क्वापि सुपथास्थितिः ।
न वा निजाचार्यनिष्ठा न वा दैन्यं हरेः परम् ।५।
न वा तद्वाक्यपरता न वैराग्यं तथाविधम् ।
न यथा लाभसन्तोषः कथं कृष्णः प्रसीदति ॥६॥

इति श्रीहरिदासोदितं बहिर्मुखत्वनिरूपणं सम्पूर्णम् ॥

# ॥ बहिर्मुखत्वनिवृत्तिः ॥

निजाचार्यपदाम्भोजं स्थाप्यतां सततं हृदि ।
तत एव तदीयानां सकलं सिद्धिमेति हि ॥१॥
संगः सतामेव सदा विधेयो नासतां क्वचित् ।
सत्संगतो हरौ बुद्धिरसत्संगाद् गृहादिषु ॥२॥
असन्तस्तु विजातीया मतिमन्तो निजा अपि ।
सन्तो हरौ रतियुता उदासीनास्तदाश्रिताः ॥३॥
स्वमार्गीयः परो धर्मो हरिसेवा निरन्तरम् ।
फलरूपतया ज्ञात्वा विधेया मन आदिभिः ॥४॥
सदानुसंहृतिः कार्या निवेदनकृतेरपि ।
सद्भिः सह ततः कृष्णः क्षणान्तं हृदयं विशेत् ।५॥
श्रीभागवतभावार्थं श्रवणं कीर्तनं तथा ।
स्मरणं वा सदा कार्यं बाहिर्मुख्यनिवृत्तये ॥६॥

इति श्रीहरिदासोदिता बाहिर्मुख्यनिवृत्तिः समाप्ता ॥

# મનન અથવા સાર.

શ્રીહરિરાયવચનામૃતમાળાના આ પ્રથમ ભાગમાં છપાયલા ૪ ગ્રંથોનો સાર અહીં આપવો ઉચિત ધાર્યો છે, જેથી વાચકો આ ૪ ગ્રંથોનું મનન કરી શકે.

પહેલો ગ્રંથ "સ્વમાર્ગીયશરણસમર્પણસેવાદિનિરૂપણ" છે. આ ગ્રંથમાં સંપ્રદાયના સર્વ સિદ્ધાંતોનો સાર ભરી દીધો છે. આ ગ્રંથ પુષ્ટિમાર્ગીય મનુષ્યમાત્રને ઉપયોગી છે. પુષ્ટિમાર્ગમાં અંગીકાર થયા પછી એક વૈષ્ણવનું જીવન કેવું હોવું જોઇએ અને સ્વમાર્ગના સિદ્ધાંતોનું સ્વરૂપ સૂક્ષ્મ અને સરલ રીતે કેમ સમજાય એ જિજ્ઞાસા માટે આ ગ્રંથ ખસ છે. હવે આપણે તેમાંના સિદ્ધાંતરત્નોનો પ્રકાશ અનુભવીશું.

**સિદ્ધાંતસાર**—પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ થવા માટે પહેલાં અષ્ટાક્ષરમંત્ર શ્રીગુરુદેવ પાસે ગ્રહણ કરવો ઘટે. તે પછી બ્રહ્મસંબંધ મંત્ર લઇને શ્રીગુરુદેવદ્વારા પ્રભુને સર્વ સમર્પણ કરવું. નામનિવેદન થયા બાદ પ્રભુની સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. આ અધિકાર મળ્યા પછી તો પોતાના ગૃહ, તન, મન, ધનનો વિનિયોગ સેવામાં જ થાય, બીજે નહિ. એવી રીતે શરૂઆતમાં શરીરથી અને ધનથી પ્રભુની સેવા કરતાં કરતાં માનસી સેવા સિદ્ધ થાય છે. માનસી સેવા ફલરૂપ છે. માનસી સેવારૂપ ફલ પણ જેવો અધિકાર હોય તેવું જુદું જુદું મળે છે. આખા પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનો આ સૂક્ષ્મ સંગ્રહ છે.

**શરણગમન**—પુષ્ટિમાર્ગની મર્યાદાને અનુસરીને જીવોએ શ્રીમહાપ્રભુજીના વંશમાં પ્રકટ થયલા શ્રીગોસ્વામિબાલકને જ શરણે જવું જોઇએ. શરણે ગયા પછી પ્રભુ શ્રીકૃષ્ણ મારા નાથ છે અને હું તેમનો દાસ છું એવી ભાવના દ્દઢ કરીને પોતાના પ્રભુની સેવા

કરવી. વળી નિત્ય નૈમિત્તિક વૈદિક ધર્મોનું પાલન કરવું. મુખ્ય સેવા, પછી વૈદિક અને લૌકિક. બીજા માર્ગો, પ્રભુ ન બિરાજતા હોય તેવો દેશ, તીર્થ, અહંતામમતા, વૈદિક, તાંત્રિક, માંત્રિક, કર્મ એનો આશ્રય કરવો નહિ. પોતાના પ્રભુને છોડીને એ ઉપાયોથી પોતાનું શ્રેય થશે એમ માનવું નહિ. ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થરૂપ પ્રભુ જ છે એમ નિશ્ચય કરવો એટલે એ ચાર પુરુષાર્થો માટે બીજા ઉપાયો અજમાવવાની જરૂર નહિ જ જણાય. વળી હાલમાં છ સાધનો પણ શુદ્ધ રહ્યાં નથી, તેથી એ છ સાધનો–દેશ, કાલ, દ્રવ્ય કર્તા, મંત્ર, કર્મ–પોતાના પ્રભુમાં જ છે એમ ચોક્કસપણે સમજી લેવું. પ્રભુને શરણે ગયા પછી પવિત્ર થવાની ઇચ્છાથી પ્રાયશ્ચિત્ત વગેરે કર્મને પણ વળગાય નહિ પ્રભુ વિના બીજા કોઇનો આશ્રય પણ ન થાય. પોતાનાં સુખદુઃખ વિષે કે બીજી કોઇ પણ બાબતમાં પ્રભુને પણ પ્રાર્થના કરવી નહિ અને બીજાને પણ પ્રાર્થના ન જ થઈ શકે. પ્રભુ નિજ ઇચ્છાથી સર્વ કાંઇ કરશે તે રૂડું જ કરશે એવો વિશ્વાસ રાખવો. લેશ પણ અવિશ્વાસ લાવવો નહિ. લૌકિક વૈદિક કાર્યોમાં મમતા રાખવી નહિ. જેમ તેમ તે સાધી લેવાં. લોભ કરવો નહિ. સંતોષ રાખવો. ધનનો વિનિયોગ પ્રભુસેવામાં કરવો. ઉત્તમ પદાર્થોજ પ્રભુની સેવામાં યોજવા. વિવેક, ધૈર્ય અને આશ્રયની ભાવના કરવી. આ બધા ધર્મો શરણે ગયલા જીવોના છે તે જાણીને શરણે જવું અને તે પ્રમાણે વર્તવું. શ્રીવલ્લભાધીશનો આશ્રય કરવો, શરણના ધર્મો જાણીને શ્રીકૃષ્ણાશ્રય પણ સિદ્ધ કરવો.

બ્રહ્મસંબંધ—ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીકૃષ્ણનો આશ્રય સિદ્ધ થયા પછી અહંતામમતાનો ત્યાગ કરીને પ્રભુને બધું સમર્પવું, આજ બ્રહ્મસંબંધ કહેવાય. બ્રહ્મસંબંધ એક સંસ્કાર છે. ગાયત્રીમંત્રનો સંસ્કાર થયા પછી જેમ બ્રાહ્મણ બાલક

વેદનો અધિકારી બને છે તેમ બ્રહ્મસંબંધ સંસ્કાર થયા પછી પ્રભુની સેવાનો અધિકાર મળે છે. આ સંસ્કારથી જીવ નિર્દોષ બને છે અને નિર્દોષ પ્રભુનો તેનો સંબંધ દૃઢ થાય છે. આ સંસ્કાર પછી પ્રભુને સમર્પેલી વસ્તુ જ ઉપયોગમાં લઇ શકાય. જો તેમ ન કરે તો ભાવનાનો નાશ થાય; દુષ્ટ બને. માટે જે કંઇ લૌકિક વૈદિક કરે તે પ્રભુને સમર્પેલી વસ્તુથી જ કરે. પોતાના ઉપયોગમાં લીધેલી વસ્તુ પ્રભુને અર્પણ કરવી નહિ. આ વિષેની સૂક્ષ્મ સમજણ વિસ્તારપૂર્વક આ ગ્રંથમાં આપી છે. બ્રહ્મસંબંધની ભાવના અસમર્પિતના ત્યાગથી દૃઢ થાય અને તેથી જ નિર્દોષપણું પણ જળવાય. ત્યારબાદ કંઈપણ ચિંતા તો જીવે કરવી જ નહિ. પ્રભુની લીલાનો અનુભવ કરીને સાક્ષીની પેઠે રહેવું.

**સેવા કેમ કરવી ?**—પુષ્ટિમાર્ગીય સેવાનો પ્રકાર પણ આ ગ્રંથમાં સૂક્ષ્મ રીતે જણાવ્યો છે. પ્રભુની એક સુંદર મૂર્તિની સેવા આ સંપ્રદાયમાં છે. આ મૂર્તિમાં પ્રભુનો આવેશ થાય છે એમ સમજવાનું નથી; પણ એ મૂર્તિસ્વરૂપે પ્રભુ જ આપણો ઉદ્ધાર કરવા આપણે ત્યાં પ્રકટ થયા છે એવી ભાવના કરવાની છે. આપણે ત્યાં મૂર્તિ એ શબ્દ જ નથી, પણ સ્વરૂપ એવો શબ્દ છે. પૂજામાર્ગ જુદો છે. તેમાં મૂર્તિમાં મંત્રના બલથી દેવ આવે છે અને પછી તેમને વિદાય પણ કરી દેવાય છે. પૂજા માર્ગની પૂજા અને ભક્તિમાર્ગની સેવામાં ઘણું જ અંતર છે. પ્રભુની સેવા બે રીતે થાય; એક તો બધાનો ત્યાગ કરીને અને બીજી ગૃહસ્થાશ્રમમાં રહીને. જો કે ગૃહસ્થાશ્રમમાં રહીને પણ ત્યાગ વૃત્તિ તો રાખવી જ રહી. રોજગાર કરીને પણ મન પ્રભુમાં જ જોડવાનું જ છે. જે કંઈ મળે તેનો વિનિયોગ પ્રભુસેવામાં કરવાનો છે. સેવાનો સૂક્ષ્મ પ્રકાર પૂજાના પ્રકારમાં મેળવીને આ ગ્રંથમાં લખ્યો છે. પછી તેમાં ભેદ જણાવ્યો છે. પૂજામાર્ગમાં

મુખ્ય મંત્રબળ છે અને સેવામાર્ગમાં મુખ્ય સ્નેહબળ છે. સ્નેહ મુખ્ય થતાં ચોક્કસ પૂજામાર્ગીય પ્રવૃત્તિ પલટાઇ જાય છે અને પ્રભુની સેવામાં સ્નેહ જ સર્વત્ર પ્રસરી રહે છે. સેવાનો પ્રકાર પણ પોતાની ઇચ્છા મુજબ ન જ હોય, પણ પુષ્ટિમાર્ગની પ્રણાલિકા–રીત–પ્રમાણે જ રાખી શકાય. સેવાનો પ્રકાર શ્રીગુરુદેવ પાસે સમજવો. શ્રીમહાપ્રભુજીએ જણાવેલા લક્ષણોવાળા ગુરુ ન હોય તો પણ, ગુરુના બધાં લક્ષણો શ્રીમહાપ્રભુજીમાં છે એમ અનુભવીને શ્રીવલ્લભાધીશ્વરના ઉપદેશને જ અનુસરવું. હાલના ગુરુઓ સામે જોવાનું નથી, પણ શ્રીમહાપ્રભુજીની આજ્ઞા–ઉપદેશ –તરફ જ દષ્ટિ રાખવાની છે. આવા ગુરુ જે સેવાની રીત બતાવે તેને અનુસરવું, સેવા પણ ઘણા જ ઉલ્લાસથી કરવી. પ્રભુને ખૂબ શણગારવા, ઉત્તમોત્તમ પદાર્થો જ પ્રભુને આરોગાવવા. પોતાના સ્ત્રીપુત્રાદિનું ચિત્ત સેવામાં ન લાગે તો સેવા પોતે જ કરી લેવી. તેઓને પરાણે સેવામાં જોડવાં નહિ. એમનું પોષણ તો કરે જવું, નહિતર અપજશ મળે. પણ જો સ્ત્રી પુત્ર વગેરે આસુર હોય અને પોતે સેવા કરે નહિ અને કરવા દે નહિ તો તેમનો ત્યાગ જ કરવો જોઇએ. ભક્ત ન હોય તેમની સાથે વસવું નહિ. ધર્મશાસ્ત્ર કરતાં ભક્તિશાસ્ત્રના ધર્મોને શ્રેષ્ઠ માનવા. વ્યાપાર ધંધો બનતાં સુધી બીજા પાસે કરાવવો. જો તેમ ન બને તો એક પહોર સુધી તો સેવામાંજ રહીને બીજો સમય રોજગારમાં ગાળી શકાય. પ્રભુની સેવાથી જેટલા દૂર થયા તેટલી વિમુખતા આવી, એ દોષનો નાશ શ્રીભાગવતના પાઠથી થાય છે. સુખ દુઃખ સહન કરવાં. વૈરાગ્ય અને સંતોષનો ત્યાગ કદી ન કરવો. પોતાનો આ છેલ્લો જન્મ છે એમ માનીને સેવા કરવી. પ્રભુમાં વિશ્વાસ રાખવો. સેવામાં સ્નેહ મુખ્ય છે તેથી પ્રભુની અવસ્થા–વય–અને ઋતુનો વિચાર જરૂર કરવો અને તદનુસાર

સેવામાં વિવેક રાખવો. ગમેતેમ લવારી કરીને મુખરતા દોષને સંઘરવો નહિ. કોઇ વસ્તુ કલેશથી મેળવીને પ્રભુને ધરવી નહિ. સ્નેહથી થોડું પણ જો પ્રભુને ધરીએ તો પ્રભુ એને ઘણુ માની લે. પ્રભુની સેવા બધી ઉત્તમ છે એમ માનવું. નિત્ય નૈમિત્તિક કર્મો પણ કરવાં, એને અંગરૂપ માનવાં. સેવામાં નડતરરૂપ થાય તેવા ધર્મો ત્યજવા. બધી ઇન્દ્રિયોનો વિજય કરવો. પરોપકારાદિ કરતાં પ્રભુ સેવાને ઉત્તમ ગણવી. દીનતાની ભાવના કરવી. આ હું કરૂં છું એવું મનમાં કદી આવવા દેવું નહિ.

જપપાઠ—સેવાનો અવસર ન હોય તે વખતે પ્રભુના નામનો જપ કરવો. પ્રભુના ગુણ ગાવા. સેવામાં પણ કીર્તનાદિક થાય છે. અષ્ટાક્ષર મંત્ર ક્ષણવાર પણ છોડી ન શકાય. શ્રીભાગવતનો પાઠ કરવો. દંભ કરવો નહિ.

તિલકમાલાદિ—સેવાના અંગરૂપ તુલસીકાષ્ઠની માળા અને ચરણાકાર તિલક તથા મુદ્રાઓ અવશ્ય ધારણ કરવી. જયંતી–વામન જયંતી–વગેરે વ્રત–ઉપવાસ કરવા. તેનો નિર્ણય પણ સમજી લેવો. બધા ઉત્સવો પણ જાણવા અને કરવા. એકાદશીવ્રત પણ કરવું

ત્રણ આશ્રમવાળાઓના ધર્મો—બ્રહ્મચારી અને વાનપ્રસ્થાશ્રમવાળાએ સાધનો હોય તો ગૃહસ્થાશ્રમી પ્રમાણે સેવા કરવી. સંન્યાસીનો માર્ગ ત્યાગરૂપ છે. તેણે તો તીર્થાટન કરવું રહ્યું. દેશદેશ ફરીને પ્રભુના ગુણ ગાવા. બીજા પણ અનેક ધર્મો જાણી લેવા. બધા આશ્રમવાળાઓ માટે બીજો પણ માર્ગ છે. જો ચિત્ત ન લાગતું હોય તો બધાએ તીર્થાટન કરવું. સ્ત્રી વગેરે સેવાથી વિરુદ્ધ હોય અને વિઘ્ન નાંખતાં હોય તો તેમનો ત્યાગ કરીને ભગવદીયો રહેતા હોય તેવા સ્થાનમાં જઇને વસવું. દુઃસંગથી ડરવું. ખરાબ અન્નવસ્ત્ર ત્યજવાં. આમાંનું કંઇ ન બને તો છેલ્લો

ઉપાય શ્રીભાગવતનો ત્રણે કાળે પાઠ કરવાનો છે. આ પણ એક પ્રભુસેવાજ છે. આમ પણ ન બને તો છેવટે પ્રભુને શરણે જવું જયાં પૂજાઓનો મહાન્ પ્રવાહ હોય ત્યાં રહેવું. જગન્નાથજી, શ્રીવિઠ્ઠલનાથજી આદિસ્થલે રહેવું. પણ પૂજા અને સેવાનો ભેદ તે સમજવોજ.

આ રીતે વૈષ્ણવજીવનના ઉંડા ભેદો ઉકેલીને શ્રીહરિરાય-પ્રભુએ બતાવ્યા છે. આ ગ્રંથ શ્રીમહાપ્રભુજીની વાણીના સારરૂપ છે.

## પુષ્ટિપથમર્મ.

પુષ્ટિમાર્ગનાં દશ મર્મ-રહસ્ય છે, તેનું સવિસ્તર વર્ણન આ ગ્રંથમાં છે. તે દશ મર્મ આ છે:-૧ શ્રીમહાપ્રભુજીનો આશ્રય, ૨. માનસી સેવા-વ્યસન, ૩. લોકવેદત્યાગ સાથે પ્રભુશરણ, ૪. દીનતા, ૫. ભાવોદ્બોધ; ૬. વ્રજસુંદરીના વિરહાત્મક ભાવની ઓળખાણ, ૭. ગુણગાન, ૮. શ્રીકૃષ્ણ નામ લેવું, ૯. આજ્ઞાને અનુસરવું, ૧૦. વિશ્વાસ, સત્સંગ, વગેરે. આ દશ મર્મનું સ્વરૂપ તો ગ્રંથથી જ સમજી લેવું.

## બહિર્મુખતા અને નિવૃત્તિ.

બહિર્મુખતા-ધનમાં, ઘરમાં મશગુલ બનવાથી, લાભ અને પૂજા માટેના યત્નથી, ભક્તિમાર્ગનો ત્યાગ કરવાથી, આસુરાવેશથી, અહંકારમાં આવીને મહાન્ પુરુષોનો તિરસ્કાર કરવાથી, ખાનદાનીના માર્ગો છોડી દેવાથી, બહિર્મુખતા થાય છે.

નિવૃત્તિ—શ્રીમહાપ્રભુજીનાં ચરણકમળને હ્રદયમાં સ્થાપો, સત્સંગ કરો, ગૃહ વગેરેમાંથી મન હટાવો, અસત્પુરુષોની છાયામાં પણ ન જાઓ, પ્રભુસેવામાં નિરંતર રહો, પ્રભુસેવાને ફળ સમજો, નિવેદનનુ સ્મરણ કરો, શ્રીભાગવતનો ભાવાર્થ સાંભળો, કીર્તન કરો સ્મરણ કરો તો બહિર્મુખતાનો નાશ થઇ જાય.

